શ્રી

સત્યમેવજયતે

# શ્રી ભકતનું હિત.



ગ્રંથ રચનાર;
તથા પ્રસિદ્ધ કર્તા;


## સુતાર રામજી જીવન.


---



---

દોહરો.

અખંડ નામ ઇશ્વર તણું જાણો શ્રોતા જન.
નીસ દીન ભક્તિ તેમની કરી થાઓ પ્રસન.

---


કર્તાનું ઠે૦—નવી હનમાન ગલી બાદની સામેની
ચાલમાં બીજે માળે. મુંબઇ બાહર કોટ.




---


મુંબઈ.

સાંજ વર્તમાન પ્રેસ.

---

કીંમત ૮ આના.

સંવત ૧૯૬૧ ના અષાડ શુધ ૧૧ સને ૧૯૦૫.

શ્રી

સત્યમેવજયતે

# શ્રી ભકતનું હિત.



ગ્રંથ રચનાર;
તથા પ્રસિદ્ધ કર્તા;

## સુતાર રામજી જીવન.



દોહરો.
અખંડ નામ ઇશ્વર તણું જાણો શ્રોતા જન.
નીત્ત દીન ભકિત તેમની કરી થાઓ પ્રસન.

કર્તાનું ઠે૦—નવી હનમાન ગલી ઓદની સામેની
ચાલમાં બીજે માળે. મુંબઇ બાહરકોટ.
સને ૧૮૬૭ ના ૨૫ માં કાયદા પ્રમાણે રજીસ્ટર કરાવી છે.

મુંબઈ.
સાંજ વર્તમાન પ્રેસ.

કીંમત ૮ આના.
સવંત ૧૯૬૧ ના અષાડ શુધ ૧૧ સને ૧૯૦૫.

# પ્રસ્તાવના.

---

**શ્રી** ગણેશાયનમ : શ્રા રામચંદ્રાયનમ : આ સંસાર સાગરની અંદર સરવેનો કર્તા એક અખંડ બ્રહ્મ છે જેની ગતીનો છેડો ઘણોજ મળવા મુશીબત છે તે ઘણો દયાળુ છે અને સર્વને સંતોષ આપનાર છે, તેને ખુશ કરવાનું સાધન મુખ્ય સર્વ શાસ્ત્રની અંદર ભકિત એજ ગણાય છે અને તે ભકિત કર્યાં થકી માણસો જરૂર સુખ શાંન્તી ભોગવી અંતે મોક્ષ પદ પામે છે. એ સરવે સંત પુરૂષોના કહેવા ઉપરથી માનીયે છીએ પણ હાલના કળીયુગનાં પ્રાણીયો ઘણાજ પોતાની અજ્ઞાનતાથી ઇશ્વર તે શું અને ભકિત તે શું તે બીલકુલ સમજતા નથી. ફકત મોહ માયાના વિકારી પદાર્થો જોઇ બેભાન થઇ જન્મ વૃથા ગમાવે છે જેથી કરી અંતે હેરાન ગતી પામી કુળનો ક્ષય વરતાવે છે. એવું આપણે નજરે જોઇએ છીએ, જેથી કરી આવા ઇશ્વરી બોધનાં પુસ્તકો વાંચવાથી જરૂર તેવા માણસોને અસર લાગશે અને સુધરી ઇશ્વરી ભકિત આચરશે તેમાં સંશય નહીં. આવા અનુભવથી હમો પણ સરવે સદગૃહસ્થોના હિતઅરથે તથા સર્વ સંતજનોના નામથી આ પુસ્તક લઘુત્વ છપાવી બહાર પાડીયે છીએ તો સરવે હીંદુ ભાઇઓ ખરીદી વાંચી અને પ્રગટ કર્તાને જશ આપશોજી.

કર્તા કહે છે, હું પોતે કવી નથી તેમજ કાવ્ય રચનારનો ધંધો પણ મારો નથી. ફકત એક ઇશ્વરના સ્મરણ અર્થેજ આ લઘુ પુસ્તક છપાવી બહાર પાડું છું. તો સરવે ભાઇઓ વાંચી આનંદથી આશીશ આપશોજી.

આ ટુંક સારનું પુસ્તક સર્વને કલ્યાણકારક છે, તેમજ ઇશ્વર ભકિત વીશેજ બોધ આપેલો છે. જે કોઇ પ્રાણી ભકિત કરે તેને જરૂર પરમેશ્વર સહાય થશેજ એવી ખાતરી દરશાવનાર આ ગ્રંથ બહાર પડેલો છે.

જુઓ કે મનુષ્ય દેહ મળવો ઘણો દુર્લભ છે, તેમજ દયાળુ ઇશ્વરે જન્મ આપેલો છે તો સરવના હીત અર્થે અને ભકતીનાં આચરણથી મુકિત મેળવવા સારૂ દયા આણીનેજ આપ્યો છે તેની અંદર અવળે પંથે ચાલવું તદન ફોકટ છે એમ સરવે સજ્જન તેમજ સંતજનો જાણે છે છતાં કોઇ લક્ષ ન રાખે તેને પરમેશ્વર દોષીત ગણે છે તેમાં નવાઇ નથી.

હવે જુઓ કે ભકત ચાર પ્રકારના છે. આર્ત જીજ્ઞાસુ, અર્થાર્થી અને અને વિજ્ઞાનનિવાસ. તેમજ ભક્તિ નવ પ્રકારની છે.

૧ શ્રવણ, ૨ કીર્તન સ્મરણ સેવા, અર્ચન, વંદન, આત્મનિવેદન દાસત્વ અને સખ્ય.

તો જેવી જેની કામના તેવી જે જન ભક્તિ કરે તેની ઇચ્છા પ્રભુ પુરી પાડે છે, તેમાં લેશ માત્ર પણ શંકા ન ધરતાં સરવે ભાઇઓ આ લઘુ પુસ્તકનો સાર લઇ અથવા તો આત્મનો સાર લઇ ઇશ્વર ભકિત આચરવા ચુકશો નહી. એવી ગ્રંથ કર્તાની લાગણી માનવા લાયક છે અને તેની અંદર સર્વદા સર્વની જય છે. એમ ખચીત માનવું. શ્રી હરી સત્ય છે. આ પુસ્તકનો જે જનો અનુભવ કરશે તેની મન કામના ઇશ્વર જરૂર પુર્ણ કરશેજ સહી.

**સહી કર્તા સુતાર રામજી જીવન** વલસાડવાળા.

# સાંકળીયુ

# મંગલાચરણ.

ગવરી સુતગણેશ સહાય થજો ગવરી સુત ગણેશ—ટેક.

સુધ બુધ સ્વામી નમું તુજને, નિતી પ્રીતીથી હમેશ સહાય થજો. ૧
સરસ્વતી માતાચરણે નમું, ગ્રંથ ખોડના દેશો લેશ સહાય થજો. ૨
સર્વદા સૌની સહાયતા કરજો પૂરજો આશ હમેશ; સહાય થજો. ૩
હું સેવક તારો શરણે રહીને, ગુણ ગાઉંછું રમેશ; સહાય થજો. ૪.
બાલક બુદ્ધિથી ગ્રંથ આદર્યો, તેમાં મહીમા વધારો વીશેષ સહાય થજો. ૫
કર જોડીને હું વીનની કરૂં છું, નમો નમો શ્રી ગણેશ સહાય થજો. ૬
આશા પૂરજો આનંદ થકી, હરજો સૃષ્ટી કલેશ સહાય થજો. ૭



*Carpenter Ramji Jivan.*

પ્રસિદ્ધ કર્તા સુતાર રામજી જીવન.

શ્રી

શ્રી ગણેશાયનમઃ

શ્રી રામચંદ્ર દેવકી જય.

સરસ્વતી માતકી જય.

# શ્રી ભકતનું હિત.

રાગ દોહરા.

સમરૂં માતા શારદા, ગણપત લાગું પાય,
અવીચળ વાણી આપજે, સદાય રહીને સહાય. ૧
આરંભ કરૂં આ ગ્રંથનો, તુંજ ચરણે નામી શીશ,
વિનય સુણજે શામળા, જગત તણા જુગદીશ. ૨
અવધપતિ સીતાપતિ, વિશ્વપતિ કરતાર,
ભક્તિ માગું તમતણી, તન મન તુજ આધાર. ૩
રામ લક્ષ્મણ સીતા સતી, ભરત શત્રુઘ્ન ભ્રાત,
હૃદય વસો નિત માહરે દરશ દીયો સાક્ષાત. ૪
શ્રવણ કરૂં ગુણ રામના, નામ જપું નીશદીન,
નિતી પ્રીતી ચરણે નમું, તે જાણજે સ્વામીન. ૫
જગપતિ જદુરાયજી, રામકૃસ્ન ભગવાન,
વૃષ્ટી કરો કૃપા દ્રષ્ટીની ભકત તણા સુખ દાન ૬
દીન બંધુ કૃપાળુ ધન, મુજપર રહો દયાળ,
શરણાંગત વત્સલ પ્રભુ, સંત તણા પ્રતીપાળ. ૭
અખીલ બ્રહ્માંડ ઇશ છો, અજ અમર અવીનાશ;
મહેર કરો માહરા પ્રભુ, પુરો સઘળી આશ. ૮
હું ટેક રાખી મન તણી, માગું વચન વીવેક,
ભક્તિ નિરંતર નિર્મળ, મુજ અંતર વસે વિશેક. ૯

રાગ આશા ગોડી.

દીન જાણી દાદ મારી સુણો, સીતાપતિ દીન જાણી દાદ. મારી સુણો. ટેક
રંક જનોને સદા નિરંતર, ઉગારનાર તુંજ પૂરો. સીતાપતિ.—૧
જે નર નિત્યે કર્મ વચનથી, સ્મરણ કરે થઇ શૂરો. સીતાપતિ.—૨
આત્મજ્ઞાનથી જે ઓળખે તુજને, સંસાર સમજે તૂરો. સીતાપતિ.—૩

તેને શરણે રાખજો નિશદીન, ભવપાર પામે સલૂણો. સીતાપતિ.—૪
આ સંસારમાં મોહાદિ માયા, લપટાવે જીવ મધૂરો. સીતાપતિ.—૫
સર્વ જીતાયે તુજ ભકિત થકી, સમજનાર હોય કોઇ શૂરો. સીતાપતિ.—૬
સુમતિ આપો સચ્ચિદાનંદજી, તું ભકત જન પાલક પૂરો. સીતાપતિ.—૭
જન્મ ધરી જેણે ભવના સુધાર્યો, તેનો સંસાર ફેરો અધુરો. સીતાપતિ.—૮

**કબ સમરોગે રામ અબતુમ કબ સમરોગે રામ. (એ રાગ) ૩**

પ્રીય રઘુવીર સ્યામ, માહરા પ્રીય રઘુવીર રામ. ટેક.
ફણીધર કેરા બાંધવ તમો, જુગે જુગ છે નામ. માહરા. ૧
જાનકી પતિ વૈકુંઠ પતિ, શ્રી રામકૃષ્ણ ભગવાન. માહરા. ૨
સર્વવ્યાપક તું અનેક નામી, પણ એના એ છો રામ. માહરા. ૩
તુજ કીર્તીનો પાર ન આવે, અવીચળ પદિ વિશ્રામ. માહરા. ૪
જગતના કરતા ભકત દુખ હરતા, સીતાપતિ ઘનસ્યામ. માહરા. ૫
સૃષ્ટીના સેતુ સંતના હેતુ, ભકિત આપો સહુ ઠામ. માહરા. ૬
હું અલ્પ મતિથી ગાઉછું પ્રીતે, સુણો સુંદર શ્યામ. માહરા ૭
મદ માયા મોહ ને મત્સર, હરો હરી ધરી ધ્યાન. માહરા. ૮

**નાથ મારો તુલસીને પત્રે તોલાણા (એ રાગ) ગાયન ૪ થું.**

શ્યામ મારા રઘુવીર શરણ મેં આયો, સદા સમરૂ કૌશલ્યા જાયો—શ્યામ મારા ટેક
દશરથ નંદન ભવ દુખ ભંજન, જેણે નંદ ઘેર રહી ચારી ગાયો,
તે રામ કૃષ્ણ વસો મુજ અંતર, હું શરણ શરણ તુંજ આયો. શ્યામ—૧
કૃપાસિંધુ દીન દયાનિધી, રઘુપતિ રામ મુને ભાયો;
સુમતી આપી કુમતી કાપો, છું પામર પ્રાણી ગભરાયો. શ્યામ—૨
ઇષ્ટ કૃપાએ આરાધું તુજને, ભક્તિ કરી ફળ મીલાયો;
તે સંધુ રામજી તુમ કરૂણાએ, ભવ પાર મુજને તરાયો. શ્યામ—૩
ઇષ્ટ દેવ મારા હનુમાન જતી, સદા રાખે મુજ છાયો;
તે ઉપકાર ગણું પ્રભુ તારો, મુજથી ન જાય લેખાયો. શ્યામ—૪
ભવ જળ તારણ દ્વંદ નિવારણ, ધર્મની સ્થાપન પાયો;
તે રામ પ્રત્યે વીનંતી કરૂં છું, આ અવીચળ પદ ગાયો. શ્યામ—૫
મીત્ર બાંધવ વડીલ સંતો, ભક્તિ કરો સહુ ભાઇઓ;
સુખ સંપત આદિ સૌ મળશે, હરખ નવ જાય સમાયો. શ્યામ—૬
સંસારી માયા સમજો પતંગી, સાંજ બપોરનો છાયો;
એકાગ્ર ચિત્તે શ્રી રામને ભજીયે, તે સમ લાભ શું કહાયો. શ્યામ—૭

## હરીગીત છંદ. (ગાયન) ૫ મું.

હે રામ જગના શ્યામ, અવીચળ નામ જપું હું તાહરૂં.
મુજ દીન ઉપર દયા લાવી, કષ્ટ કાપો નિત માહરૂં
હું શરણે આવ્યો આનંદ પામ્યો, તુજ થકી શ્રી નાથજી,
મને ભક્તિ આપો નિશ્ચે પ્રભુ, દીન દયાળુ સાક્ષાતજી.
પરીબ્રહ્મરૂપ અતિ અનુપ, અતુલ બળ ત્રીભુવન ધણી,
વિકટ સંકટ સૌ ત્રાસ વામે, તુંજ કૃપા રઘુકુળ મણી.
દીન રંક જાણી દયા આણી, કરૂણા કરો નિત નેહથી
મને ભક્તિ આપો હૃદય સ્થાપો, ભજું તજી કામ સ્નેહથી.
માયાનિધી અપાર ગુણના, ઇશ આનંદ દેવતા,
સૌ સુર વીષ્ણું પાલક પ્રભુ, મહેશ આદિ સેવતા.
આ કળી કેરા કાળમાં મોહ જગમાં, વિશ્વ મહીં ઉગારજો,
પ્રભુ વારે ચડી જગત જનનાં, સંકટ દુખ સંહારજો.

## રાગ કલ્યાણ. ગા૦ ૬

શ્રી અવધપતિ, આપો સુમતી, કષ્ટ કાપો સૌ વિશે. હો રઘુપતિ—ટેક
દશરથ સુત રામચંદ્રનું, સદા દીન દયાળ,
સકળ વિશ્વનું પાલણ કરતા, સર્વની લહે સંભાળ. શ્રી અવધપતિ—૧
સુગ્રીવ કેરી સહાયતા કીધી, વાળી હણ્યો સંગ્રામ,
રાજતીલક કપીનાથને કીધું, રીઝવ્યું મનડું શ્યામ. શ્રી અવધપતિ—૨
તુલસીદાસકો દરશન દીયો, ચીત્રકોટકે ઘાટ,
ચંદન ભાલે હરી નિજ હસ્તે, વનની લીધી વાટ. શ્રી અવધપતિ—૩
રામ લક્ષ્મણ વીર બડ ભાગી, સચ્ચિદાનંદ સ્વરૂપ,
અકળ ગતિના ઇશ્વર મારા, દયાળુ કૌશલ ભૂપ. શ્રી અવધપતિ—૪
રૂષી વાલ્મીક તર્યા તુજ નામે, શ્રી રામચંદ્ર ભગવાન.
ત્રીલોક પૃથ્વીમાં તુજ તોલે, નથી કો સંત મહાંત. શ્રી અવધપતિ—૫
રક્ષણ કરજો રામ કૃપાળુ, જગતહીત કલ્યાણ,
ઇચ્છાનું સાર ભક્તિ માંગું, હૃદય વસો નીરવાણ. શ્રી અવધપતિ—૬
કલીયુગ કાલ મહા ઘોર કરમી, દુષ્ટ તણો દાતાર,
તે તુજ ભયથી અળગોજ રહે, સંશય નહી લગાર. શ્રી અવધપતિ—૭
કર જોડી કહે રામજી શરણે, શીશ નમાવી સાર,
મુજ અપરાધની ક્ષમા કરજો, કૃપાળુ સરજન હાર. શ્રી અવધપતિ—૮

## દોહરો.

ભક્તિ આપો ભૂમીપતિ, સાક્ષાત શ્રી ભગવાન,
સંકટ હરો પ્રભુ સર્વદા, જગતમાં થાય કલ્યાણ.

રાગ ચોપાઈ—ગા૦ ૭

રઘુવંશી રામ રણધીર, જેના ભ્રાત છે લક્ષ્મણ વીર,
ભરત શત્રુઘ્ન સુખદાઇ, એવા શોભે જનક જમાઇ. ૧
સદા કુશળ કરૂણા સાગર, જેનું નામ અતિ ઉજાગર,
તેને ભજો શ્રોતા પ્રેમ આણી, ભક્ત આધીન સારંગપાણી. ૨
રામનામ ધરી દીલમાંહી, પાપ કર્મ નવ રહે કયાંઇ,
વાણી સત્ય વિવેક વીચારો, સુખ દુખ દીલ નહી ધારો. ૩
ઇચ્છા પુરે શ્રીરામ હમેશ, જેને સેવે બ્રહ્માદિ મહેશ,
એવા બળવાન અવનીપતિ, શોભે વામ ભાગે સીતાસતી. ૪
નરનારી ભક્તિ કરો રૂડી, તજી આસ કુઆસજ કુડી
રીઝે રામ સંશય નહી ધારો, બીજો નથી ઉગરવા આરો. ૫
જેહ ભક્તિ પ્રભુ તણી જાણે, તેને વેદ પુરાણ વખાણે,
સુકૃત કર્મ તેના થકી થાય, શ્રુતિ દેવ વદે મહીમાય. ૬
એમ સમજી ભજો ભાઇ પ્રીતે, ધરી રામ સમરણ ચિત્તે,
પીડા વામશો દેહથી પળમાં, જેમ ઘાસ જળે અનળમાં. ૭
જન્મ વૃથા ધરી જે હાર્યો, જેણે રામ હૃદય નહી ધાર્યો,
તેવા પ્રાણી મહા દુખ પામે, અંતે જમપુરીના ભોગ વામે ૮
તેમાં શું કરે માય ને બાપ, જેના પુરણ પાપ સંતાપ,
સો ભક્તિ થકી ભય ભાગે, જ્યારે રામનામ લેહ લાગે. ૯
કહે રામજી રામરામ ભજવા, મોહ માયાના મારગ તજવા,
અંતે મોક્ષનો સીધાંત એહ, રામ ભક્તિથી મટે સંદેહ. ૧૦

**સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી. (એ રાગ) ગા૦ ૮**

ભાઇ ભજોને શ્રી ભગવાન, જનમથી તરવાને ટેક.
થશે સ્હાય રાધાવર સ્યામ, ભક્ત દુખ હરવાને—ભાઇ
ચતુર્વેદ ખટ શાસ્ત્રની માંહી, ભક્તિ સાધન વિશેસરે,
આદિ અનાદિ જેનો પાર ન આવે, ગુણ ગાય છે મહેશ. જનમથી—૧
ભક્તિ કરીને ભવ દુખ વામ્યા, કળી તણા જુગ માહીરે,
થોડાં નામ આપું છું પ્રીતે, સુણો ભરોસે ભાઇ. જનમથી—૨

પ્રહ્‌લાદ ધ્રુવજી તુક કબીર, નરસીંહ નાગર કહેવાયારે,
દુખ સહી નીજ ટેક ન છોડી, ના લગાડી મોહ કે માયા. જનમથી—૩
ભક્તિ કરી જુઓ મીરાંબાઇએ, ઝેરના પ્યાલા પીધારે,
કુંભા રાણાનો સંદેહ મટાડયો, બોધ નવીન નિત કીધા. જનમથી—૪
રામભક્ત જે ગોસાઇ તુલસી, રાજાપુર વસનારારે,
નારી વચનની લગની લાગી, ધનદારા કુટંબને વીસાર્યા. જનમથી—૫
કાશી વિશ્વેશ્વર જઇ કરીને, ભક્તિ પ્રભુની કીધીરે,
જતી હનુમાન દરશન દીધા, કાર્ય થયાં સહુ સીધી. જનમથી.—૬
દ્રષ્ટાંત એવાં અનેક વીચારો, ભક્તિ મારગ નવ અટકોરે,
રામ ભજો ભાઇ કામ તજીને, ભવ સાગર ના ભટકો. જનમથી—૭
સંત સાધુની સેવાજ કરવી, ઉલટ મનમાં આણીરે,
સકળ સૃષ્ટીનું કાર્યજ સુધરે, રીઝે શ્રી સારંગપ્રાણી. જનમથી—૮
ભાવ થકી જન ભક્તિજ કરશે, સમય ફરી નહી આવેરે,
મૂરખ આગળ વદવું મીથ્યા, સમજ નહીં તેને શું ફાવે. જનમથી—૯
હરી ભજન તો નીત્યેજ કરવું, તેહ સમાન નહી સુખરે,
સંસાર સર્વનો લાભજ માણે, ભાંગે જનમથી ભૂખ. જનમથી—૧૦

**થયા છોરે પતિ તેજ પ્યારી તનના ઉર હુસી વારી આજે.**

**( એ રાગ ) ગાયન ૯ મુ.**

બજરંગી મુજ રંકકી અરજી સુણી લીજો મહારાજ. ટેક.
જન્મ સમયે રૂપ પ્રકાશી, શું જશ પાયો કપીરાજ.
હનુમાન, ગુણ નિધાન, બળવાન, ભૂલું ભાન.
હું શરણે આવ્યો શ્રી બજરંગી, ઉગારોને શીરતાજ. બજરંગી—૧
અક્ષય મારી અશોક ઉજાર્યો, સીતાની લાવ્યા શુધ્ધ,
કપી ભૂપ, વજર રૂપ, દેહ અનૂપ, અકળ રૂપ,
મને સહાય કરો હે કપીતન દેવા, સમરૂં શ્રી મહારાજ. બજરંગી—૨
લક્ષ્મણ કેરી મૂરછા કારણ, સીધાવ્યા કાનન મોઝાર,
દાનવ મારી, મગરી તારી, પીધું વારી, હીમત ધારી,
દ્રોણ પર્વત ઉખાડી લાવ્યા, જ્યાં બીરાજ્યા નાથ રઘુરાજ. બજરંગી—૩
પાતાળ જઇને વેશ ધાર્યો, દેવી થયા તતકાળ,
રામ કાજે, રૂપ છાજે, નીશાન ગાજે, અતિ બાજે,
અહી મહી માર્યો પલકમાં, થયો સુર દેવ જયજયકાર. બજરંગી—૪

હું કથન કરૂં ગુણ તવ કૃપાથી, સદા કરી પ્રણામ,
દીન જાણી, પ્રેમ આણી, સફળ વાણી, હરજો હાણી,
મને સહાય ચરણે રાખો તમારે, ભક્ત સ્થાપી મહારાજ. બજરંગી—૫
સરવે જનોને સહાયતા કરજો, પુરજો સઘળી આશ,
કહું પ્રીતે, નવ નીતે, મધુર ગીતે, સજ્જન હીતે,
શોક સાગરનો સંહાર કરજો, શ્રી અંજની તન મહારાજ. બજરંગી—૭

## શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો. એ રાગ—ગા૦ ૧૦

પ્રાય બંધુ વચન મારૂં ચિત્તે ધરો, ચિત્તે ધરો મન પ્રાણ આદરો. પ્રાય ટેક.
રામ રટણ મુખથી કરો, ભવસાગરની માંહ્ય
સંસારી સુખ નિમિષ છે, રહેવું નથી સ્થાર હાંય,
ઉતમ ભક્તિ જ્ઞાન જાણોને ભાવથી, ભવસાગર તરી પાર ઉતરો. પ્રાય—૧
રામ વિના સ્થળ એક નહીં, જુઓ સકળ સંસાર,
કીડીથી કુંજર સુધી, શ્રી રામ તણો આધાર.
શ્યામ અને રામ જાણો એકજ દીલથી, વાણી મધુર શ્રી રામ ઓચરો. પ્રાય—૨
આ કળીના કાળમાં, નથી ભક્તિ પ્રયાસ,
રોગ અનેક પીડાથકી, સહુ જન પામે ત્રાસ,
નિર્દોષ થઇ ભજો રામ કામ છોડીને, સુખી થવાનો પંથ એ ખરો. પ્રાય—૩
વિધ વિધ વસ્તુનાં સુખ, ભક્તિથી મળશેરે,
હરશે પીડા ને દુખ, રઘુનાથ સહાય કરશેરે,
દીન વચન સુણી સુધરીને ચાલજો, ભક્તિ જ્ઞાન શું નેહ કરો. પ્રાય—૪
આચરણ કરો સુપંથનાં, રીઝશે દીન દયાળ,
ભવ સેતુથી તારશે, રામ નામ પ્રતિ પાળ,
સહાય કરે શ્યામ રામ ભક્ત કેરો ભાણ જોડ, આશ્રય સર્વનો એજ ખરો. પ્રા.—૫
રામ નામ અમૂલ્ય જડી, મેળવો શ્રાતા સાર,
અવસર આવો નહી મળે, મનુષ્ય દેહના વીસાર,
રામ રામ સુખ ધામ શોભા અતિ ન્યારી છે, કપટ છોડીને ભક્તિ સંચરો. પ્રા.—૬

## પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની. એ રાગ, ગા૦ ૧૧.

ધન્ય છે ધન્ય છે ધન્ય છે રે, માતા અંજનીના પુત્રને ધન્ય છે. ટેક.
રામ નામ તણો મહીમા કરત હે, જે જગતતણા પરીબ્રહ્મ છે રે. માતા—૧
રટણ કરે નિત જપના વદનથી, એવા વજ્ર દેહી કપી તન છે રે. માતા—૨
સદા નિરંતર બાળ બ્રહ્મચારી, જેના હૃદયમાં રામ પ્રસન્ન છે રે. માતા—૩

તુલસી દર્શન દીયોજ કાશી, એવાં સંત પુરૂષને નમન છે રે. માતા—૪
કેશરી કુમાર મહા બીર બંકટ, દાવન માર્યાં અશોક વન છે રે. માતા—૫
સાગર લાંઘી લંકાગઢ ઘેર્યો, જેને સીતા ભવાની પ્રસન છે રે. માતા—૬
કાગળ પેનથી પાર ન આવે, ગુણ નીધી રૂપ બીન બીન છે રે. માતા—૭
ભજે સખા સૌ નીત પ્રીતથી, તેનું નામ ભજેથી અનંત છે રે. માતા—૮
કળીયુગ કઠોર સમય ઘણો છે, તરવા તણું નાવ એ અનંત છે રે. માતા—૯
રામજી રામ તણોજ ઉપાસીક, રસના વીસે એજ લવન છે રે. માતા—૧૦
રામ જેને નવ રૂદીયે કદાપી, જાણો શત્રુ તણું એ વતન છે રે. માતા—૧૧

## રાગ કાફી. ગાયન ૧૨.

રામ લક્ષ્મણનું ધરો ધ્યાનરે, જેથી સંશય હરે જેથી નિશંક કરે. રામ–ટેક.
સીતા માતાજી સહાયજ પુરસે, રાખો ભરોસો નિરવાણ રે. જેથી—૧
દશરથ નંદન અવધ બીહારી. કૃપાળુ છે ભગવાન રે. જેથી—૨
પ્રાણવલ્લભ પુરસોતમ પોતે, જગત તણું જે નીશાન રે. જેથી—૩
વળી ભરત શત્રુઘ્ન રણધીર, જેને રામ ચરણ તણી ભાનરે. જેથી—૪
માન વીમાન મમતાને ત્યાગી, સેવા કરો ગુરૂ જ્ઞાનરે. જેથી—૫
ભજન કર્યા વીના ભવ જશે નહી, સંસાર તુચ્છ સમાનરે. જેથી—૬
ભકિત વિણ મુકિત નહી પામો, છેવટ પંથ સમશાનરે. જેથી—૭
રામજી રામ ઘડી નવ ભૂલે, આશીસ વચનનું ધ્યાનરે. જેથી—૮
રક્ષક પ્રભુ રામ રમાપતિ, હુ પામર પ્રાણી અજાણરે. જેથી—૯

## સ્તુતી. રાગ બનજારાનો. ગા૦ ૧૩

મને સહાય કરો રઘુરાઇ, માગું ભકિત ચીજ સુખદાઇ. ટેક.
હું પામર જીવ મહા પાપી, તુજ સેવા ભૂલું જો કદાપી,
રોષ ક્ષમા કરો જદુરાઇ, મને. ૧
બળતાં ઉગાર્યાં માંજરી બાળ, એવા દયાળુ અવધ ભૂપાળ,
તુજ નામ તણો મહીમાઇ, મને. ૨
વિનય વાકય મુખે એજ ભાખું, પ્રભુ ભકિત તણો રસ ચાખું,
આશા મનમાં એ અધીકાઇ, મને. ૩
પ્રાણી માત્રનું પોષણ કરતા, દુષ્ટ લંપટ કામી સંહરતા,
એવા દયાળુ જનક જમાઇ, મને. ૪
જગત માતા જાનકી તમ નારી, હરી રાવણ કુબુધી ધારી,
તેને પંમાડયો તમે ત્રાહી ત્રાહી, મને. ૫

આ જગત માયા તણા સ્વામી, તારા રૂપમાં નથી કાંઇ ખામી,
પ્રભુ અખંડ કરજે મુજ સહાઇ, મને. ૬
કહે રામજી રામ ઉર ધરજો, સદા દુષ્ટ દુંદી સંહરજો,
મુજ શરણે રાખો ચિત ચહાઇ, મને. ૭

## રઘુપતિરામ રૂદેમાં રહેજોરે. એ રાગ ગા૦ ૧૪

રામ લક્ષ્મણ વીર મોરારીરે, મારી અરજ લેજો ને સ્વીકારી રે,
વારૂ લજ્જા રાખે પ્રભુ આ વારી, રામ લક્ષ્મણ વીર મોરારી રે, ટેક.
પ્રભુ શરણાંગત દીન દયાળુ રે, રક્ષા કરો જગતના કૃપાળુ રે,
ચિત ધ્યાનમાં તુજને નિહાળું, રામ. ૧
તેજ સ્વરૂપ નામ અનંતારે, મને ભક્તિ આપો ભગવંતા રે,
સંત સ્વામી પ્રભુ ગુણવંતા, રામ. ૨
આવ્યો કળીયુગ સમય અભાગીરે, પ્રાણી માત્રને માયા લાગી રે.
વારે ચડો વાલા તમે જાગી, રામ. ૩
સૃષ્ટી સાગરનો છે આ દરીયો રે, તે તો નવ જાય કદી કળીયો રે,
કોણ જોયો તુજ સમ બળીયો, રામ. ૪
પ્રભુ મહેર કરો મારી આવીરે, તુજ નામથી જશ લઉં ફાવી રે,
સંકટ માંહી લેજો રે બચાવી, રામ. ૫
સીતા માતાજી સહાયતા કરજોરે, મુજ રંકની દાદ ઉર ધરજો રે,
પાપ મતીનાં વ્રક્ષને હરજો, રામ. ૬
સાત ચરણ ગાયાં મેં પ્રીતિરે, રામજી હૃદય વસો હરનિતે રે,
જીવ તમ વીણ રહે ભયભીતે, રામ. ૭

## સારૂં સારૂંરે સુરત શહેર (એ રાગ) ગાયન ૧૫ મું.

પ્રભુ રામ લક્ષ્મણ રણધીર, નમું તને વારંવાર. પ્રભુ
જય જય નર રૂપ ગંભીર, માયા અપરંપાર, પ્રભુ ટેક.
જગતના સ્વામી બહુ ગુણનામી, અમારા કષ્ટને કાપો રે,
આશીસ દેજો આનંદ મૂરતી, અભય પદવી આપો. નમું હું. ૧
તુજ માયાનો પાર ન આવે, અખીલ જગના દાતા રે.
ભકતજનોના છો હીતકારી, વિશ્વતણા સુખશાતા. નમું હું. ૨
ગૌતમ નારી અહલ્યા તારી, શ્રાપ મટાડયો ભારી રે,
અકળ ગતિ પ્રભુ તુજ તણી છે, તારાં ચરણ વંદુ વારિ વારિ. નમું હું ૩
ભકત તુલસી સ્થાપ્યો પોતાનો, ભકિત આધીન અવિકારીરે.
ધન ધન મારા સ્વામી સીતા કંથ, તારી કળા બલીહારી. નમું હું ૪

ધનુશ ધારી મોરલી ધારી, રાધેકૃસ્ન મોરારી રે,
અનંત સ્વરૂપ આપજ પ્રગટો, શામળીયા ગીરધારી. નમું હું ૫
જગત જનુની જાનકી માતા, પીતા તમો રઘુ પ્યારારે,
રામજી ઉરમાં ભકિત લેખે, તન મન થકી ભંડારા. નમું હું ૬

**લલીત છંદ રાગ. માનવીને શીખ. ગાયન ૧૬ મું.**

માનવી મમતથી મોહી શું ગયો, જન્મ તો વૃથા જાય છે વહ્યો,
શ્રી જગતપતિ રામ કેમ ભૂલ્યો, કામ ક્રોધ લોભ મોહમાં ડુલ્યો. ૧
કેમ છુટશે કર્મ તાહરાં, વચન ધર્મનાં સાંભળો માહરાં,
બુરા હાલ તે તાહરા થશે, સમજ જીવડા શી ગતિ થશે ૨
શીશુંપણું સહુ ખેલમાં ખપ્યું, છેવટ સુધીમાં રામ નામ ના જપ્યું
જુવાની મદમાં ફુલી ફરી ફર્યો, પાપ ગાંસડો બાંધી તે ધર્યો. ૩
જરા સમય જોઇ જંખના કરી, સંકટમાં પડયો સાંભર્યા હરી,
પ્રભુ તને હવે શાથી છોડશે, જમના દુતનો માર જ પડશે. ૪
તે વાત સમજ તું ચિત્તમાં ધરી, રામ ભજ સહુ કામ વીસરી,
સ્વપ્ન તુલ્ય આ દેહ જાણજે, જગત જુઠું છે મન પ્રમાણજે. ૫
મરણ કાળ તે મુકતો નથી, ભાજન ભાવથી કહું છું કથી,
પ્રભુ ભજ્યા વીના પારના મળે, મીથ્યા અવર તું શીદ ટળવળે. ૬
કુટુંબ સર્વ તે સ્વાર્થે સાંધશે, દેહ છુટયા પછી કર્મને બાંધશે,
ખરી વાત આ ધ્યાન ધરજે, રામજી રામ રામ નામ ઓચરજે, ૭
અવર માર્ગ તો એક ના જડે, મીથ્યા પ્રાણીયા શા માટે રડે,
વીવેક વીનંતી ચિત્તમાં ધરો. રામજી કહે છે ભકિત આચરો. ૮

**મહા કોપ થયો તે કળી કાળમાં જો ( એ રાગ ) ગાયન ૧૭ મું.**

ભાઇ સાંભળોને વાત નિજ ધર્મની જો.
કરો ભકિત સદા શુભ કર્મની જો. ભાઇ. ટેક.
નિત પ્રભાત પ્રભુને સમરીયે જો,
સેવા પુજા જપ દાન આચરીયે જો ભાઇ—૧
ગૌ બ્રાહ્મણ ઉપર દયા રાખવી જો
યથા શકિતથી ભકિત ઉર ભાખવી જો. ભાઇ—૨
કળી કાળમાં અવર વાટ નહી મળે જો,
સીતા રામ ભજનથી જીવ ઓધરે જો. ભાઇ—૩
રઘુનાથજીને બ્રાહ્મણ પ્રીય અતિ જો,
ભજો ભાવે શ્રોતા કરી સુમતી જો. ભાઇ—૪

રઘુરાય મહાધીર રણ ધીર છે જો,
નામ ભક્તિ થકી ગુણ ગંભીર છે જો. ભાઇ—૫
કરો ભક્તિ પ્રભુ તણી પારખી જો,
નહી સુખ સંપતિ તેહ સારખી જો. ભાઇ—૬
જુઓ કૃસ્ન ભક્તિ પાંડવે કરી જો,
પાંચ પાંડવ સાથે વસ્યા શ્રી હરી જો. ભાઇ—૭
આ જગત તે મોહ તણી જાળ છે જો,
પ્રભુ વીના બીજો કોણ ઉગારનાર છે જો. ભાઇ—૮
કહે રામજી હ્રદેમાં રામ ધરી જો,
ભજો શ્રોતાજનો કહો શ્રી હરી જો. ભાઇ—૯

## દોહરો. ૧૮

રામ નામ અજીત છે, જાણે નર ગંભીર,
ભક્તિ કરે ભગવાનની, મટાડે જનમની પીડ. ૧
રામ રૂપ અકામ તન, ભજો જન સહુ સાર,
હરી હરી ભજનથી વામશો, સંસાર સંકટ અપાર. ૨

## રાગ ચોપાઇ ભક્તનો મહીમા. ૧૯

સમરૂં શારદા માતાને નીત, કરો સહાય ભક્ત તણે હીત.
સમરૂં બ્રહ્મા વીસ્નુ મહેશ, ધરૂં ધ્યાન સદાય ગણેશ. ૧
જગતમાં ભક્ત જનો છે અતિ, થોડા ગણાવું મનથી કથી,
ભક્ત વીના ન ચાલે સંસાર, રહે વીશ્વ તે કોને આધાર. ૨
ભક્ત જનનો દીસે ભંડાર, જેથી સુજે પંથ સાર અસાર,
એમ ના હોય તો સ્રષ્ટી કેમ ચાલે, પ્રભુ સુખ વીધવીધ કેમ આલે. ૩
ભક્ત થોડા ગણાવું જોઇ લાભ, જેના સતથી સ્થીર છે આભ,
ભક્ત ધ્રુવજી નામે જે થયા, માત વચન સુણી વન ગયા. ૪
કરી ભક્તિ પ્રભુ તણી પૂરી, રાખી તન મન વાણુ મધુરી,
આપ્યું અવીચળ પદ અવીનાશ, જેની કીરતી જગત પ્રકાશ. ૫
વળી ભક્ત પ્રહ્લાદજી કહેવાય, રામ નામ મુખે મહી માય,
દુખ સહ્યું પીતા તણું અતિ, તોય ટેક રાખી વિશ્વ પતિ. ૬
પીતા માર મારે કરી ક્રોધ, ઘણો સમજાવ્યો કરી બોધ,
દીધો ડુંગર પરથી ધકેલી, તોય ભક્તિ પ્રભુ ના મેલી. ૭
પીતા બાથ ભીડાવી સ્થંભ સાથ, સહાય થયા શ્રી વૈકુંઠ નાથ,
આવી ભક્ત પ્રહ્લાદ ઉગાર્યો, દુષ્ટ દાનવને સંહાર્યો. ૮

વળી ભક્ત વીભીષણ થયો, રામ શરણે જઇને રહ્યો,
રાજ્ય લંકાતણું પ્રભુ દીધું, મન ગમતું શામળીયે કીધું. ૯
કૃષ્ણ ભક્તિ કરી ભવ વામ્યા, મેહેતા નરસીંહ મહા સુખ પામ્યા,
મોસાળું હુંડી પ્રભુએ પોચાડયાં, નાગર નાતના કાજ સુધાર્યાં. ૧૦
ભક્ત થયા દામો નામે દરજી, પય પીધું જેનું પોતે હરજી,
એવા ભક્ત અનેક જગમાંહી, તેમાં પ્રભુનુ રહે સહાઇ. ૧૧
ભક્ત જન તે ભડના પુત, તેના ત્રાસથી ડરે યમ દૂત,
ભક્ત જન તે કંચન હીરા, કરજો ભક્તિ વાંચી સૌ વીરા. ૧૨
ભક્તનું સંત કરે વખાણ, વળી મહીમા કહે છે પુરાણ,
વૈકુંઠ માર્ગ તે ભક્ત પળાય, તેની ગતિ કોઇએ ના કળાય. ૧૩
ભક્ત થયા પ્રભુના જેહ, મનખો સફળ સમજો તેહ,
બીજા અમથા અવની અવતર્યા, મોહ જાળમાં પ્રભુ વીસર્યા. ૧૪
જનુનીને મીથ્યા ભારે મારી, જેણે ભક્તિ ના કરી ગીરધારી,
ફરી વખત નહી મળે આવો, કરો ભક્તિ કથા ગુણ ગાવો. ૧૫
ભક્તિ સ્વાદનું શું તમે પુછો, સંસાર સઘળો તેને છે કુચો,
વાલો ભક્ત હેતુ અવતરે, દુખ મટાડી રક્ષાજ કરે. ૧૬
શ્રોતા ભક્તિ કરી સુખ ભાખો, રામ નામ હૃદયમાં રાખો,
નાથ ત્રીલોકી રીઝશે કદી, જનમ સુફળ માનજો સદા. ૧૭
કળી વીશે અવરના ઉપાય, ભક્ત વસ છે શ્રી જદુરાય,
માટે • ભજો સહુ નરનાર, રામ નામ તણો ઉચાર. ૧૮
કહે રામજી રામનો દાસ, પ્રભુ તુજ ભક્તિનો છે હુલાસ,
સદા દેજો ભક્તિ પ્રેમ આણી, માંગુ વારે વારે સારંગપ્રાણી. ૧૯

## રાગ દોહરો. ગા૦ ૨૦

ભક્તિ કરો ભૂધર તણી, મન રાખી વીશ્વાસ.
સહાય થશે પ્રભુ શામળો, ભક્તની પુરે આશ. ૧
દેહ તજી માયા તજી, તજી સહુ ઘર દ્વાર,
અંતે જાવું એકલાં, સગું નહી કોઇ ધાર. ૨
સગપણ સાચું હરીતણું, મીથ્યા સંસારી સુખ,
અવર મીથ્યા સહુ જાણજો. જોબન મદનું દુખ. ૩
રામ નામ મુખ ઓચરો, મનથી કરીને નેહ,
જુગતે જીવન પાળશે, તારશે સકળ સંદેહ. ૪

સર્વ માયાપતિ ઇશ તે, અખીલ જગ બળવાન,
ભજો નીત્ય સહુ ભાવથી, પાપ જશે નીરવાણ. ૫
રઘુપતિ અંતર જામી છે, જાણે સઘળી ગત્ય,
શોક દુખ સરવે હરે, ભકતનું ધરવા સત્ય. ૬
જગત જીવ જંતુ તણો, એ ઉપજાવન હાર,
ઘડી મુખના વીસારી, ભજો રામ કૃસ્ન ગોપાળ. ૭
રામજી અરજી એટલી, ભક્ત જનોને કાન,
વાણી મનથી આચરો, રામ કૃસ્ન ભગવાન. ૮
રામ કૃસ્ન તે એક છે, જુગ જુગ લંઇ અવતાર,
ભકતનું દુખજ ટાળીવા, અવર વાત નહી ધાર. ૯

### શંકર બેસારે કૈલાસમાં. (એ રાગ) ગા૦ ૨૧

ભકિત મારગ સહુ સંચરો, સરે સંસારી કાજ રે. ટેક.
ભજન કરો નીત પ્રેમથી, સીતારામ શીરતાજ રે. ભકિત—૧
ભકિત હીન નર અળખામણારે, જાણે જંગલી ભુત રે;
ભવસાગરમાં બુડી મરે, લઇ જાય જમ દુત રે. ભકિત—૨
ભકત અનેક નર થઇ ગયારે, પામ્યા ભૂતળ સુખ રે,
વાત સુણી લીયો ધ્યાનમાં, કરો ભકિત જાય દુખ રે. ભકિત—૩
ભકત પ્રલ્હાદ ધ્રુવ થઇ ગયારે, જેની કીરતી ગવાય રે,
વળી સુદામા વીદુરજી, નામ લીધે સંતોષ થાય રે. ભકિત—૪
જેણે દેહ ધરી જગતમાં રે, કરી ભકિત પ્રભુ ધ્યાન રે,
ધન ધન તેના જન્મને, વધે વિશ્વમાં માન રે. ભકિત—૫
દુનીયાં દીવાની દેખીને રે, નહી ભરમાશો ભાઇ રે,
ભકિત વીના નથી મુકિત, નથી બીજો કોઇ સહાય રે. ભકિત—૬
વાલો વીશ્વંભર નાથ છે રે, ભકત તણો પ્રતીપાળ રે,
વારે ચડે ગીરધારી રે એહ, થઇ આતુર દીલ દયાળ રે. ભકિત—૭
કાયા માયા નહી કોયની રે, જાણો ભભૂતના રંગ રે,
પળનાં ઉડીને એ જશે, જેમ દીવામાં પતંગ રે. ભકિત—૮
જ્યોત સમ હરી જન જાણુંજે રે, પ્રભુ તણા ગુણ ગાન રે,
સુતાર રામજી એમ કહે, શ્રોતા ધરો હરી જ્ઞાન રે, ભકિત—૯

### છંદ ભુજંગી. ગા૦ ૨૨

બહુ રંગ આ જગમાં છે ભરેલા, માંહી જીવ અતિ દીસે છે પેંડેલા
ઘણા વર્ણના પ્રાણીયા તો રહે છે, સુખ દુખ આદિ સહુ ભોગવે છે. ૧

કોઇ પાપ કરે કોઇ પુન્ય ધારે, જેવું કર્મ તેવા પ્રભુ ધાય વારે
સરખા ગણે સ્વામી ત્રીલોકનાથ, ભજો જન સહુ રામને મન સાથ. ૨
ભજી રામને સુધરી ચાલ ચાલો, વીના રામ જાણો સહુ ઠામ ઠાલો,
કરો જુક્તિથી ભક્તિ ઇશ્વર તણી, રામ રામ વદો મુખ એજ વાણી. ૩
સીતારામ તે ભક્તનો સુખદાતા, અખીલ જગતનો ઇશ આનંદ દાતા,
સુણો સજ્જનો વાત મારી વીચારી, ભજો રામને કામ સહુ વીસારી. ૪
પ્રભુ છે દયાળુ મહા ધીર ધામ, નહી જગતમાં તે વીના કોણ શ્યામ,
તેને સમરવા મનમાં વાત ધારો, સુધારો થવા વીશ્વમાં જ્ઞાન ધારો. ૫
પાપ પુન્યના દોષ તે સર્વ નાસે, પ્રભુ ભક્તિથી જમના દૂત ત્રાસે.
માટે ભક્તિ કરો જનો સદભાવે, જેથી વીશ્વમાં સુખ સદાય આવે. ૬
કણી કર્મનો મારગ તજી રહો, પ્રભુ નામનું રસણું મન લહો,
કહે રામજી રંકનો ઇશ દાતા, ત્રાહી ત્રાહી શરણાંગત પ્રભુ ત્રાતા. ૭

## મોતીદામ છંદ. ગાયન ૨૩ મું.

ભજો ભાઇ સદા મદમાન તજો, અવગુણ તણાં મુળ નાશ થજો.
મન પ્રેમ ધરી દીલ નેમ કરી, ભજો દુઃખ હારી સીતારામ હરી. ૧
વદો વાક્ય મધુર પ્રભુ ભક્તિતણું, સદા શોભશે મુખ અનીજ ઘણું.
સુખ વ્યાપ થશે કહું વાત ખરી. ભજો દુઃખ હારી સીતા રામ હરી. ૨
ધન દોલત માલ ખજાના જશે, પ્રભુ ભક્તિતણો મહીમા વધશે,
ચાલો સદ્ય પંથ જ્ઞાન દાન કરી, ભજો દુઃખ હારી સીતારામ હરી. ૩
કષ્ટ નષ્ટ થશે પ્રભુ ભક્તિ થકી, જન જાણજો મનમાં વાત નકી,
જીવ દેહ તજી જશે તુજને છેતરી, ભજો દુઃખ હારી સીતારામ હરી ૪
સગું સાથ આવે નહી તેહ સમે, પ્રાણી અજાણ થઇને કેમ ભમે,
ભજો રામ સદા પ્રભુ શ્યામ હરી, ભજો દુઃખ હારી સીતારામ હરી. ૫
કહું વાત વીચારી લીયો મનમાં, મોહી ના જશો માયાતણા ધનમાં,
ધરી ધ્યાન બેસો સહું ઠામ ઠરી, ભજો દુઃખ હારી સીતારામ હરી. ૬

## મોહુલે પધારો મહારાજ માણીગર-(એ રાગ.) ગાયન ૨૪ મું

ભક્તિ ભાવે કરો સહુ ભાઇ, જનમ સફળ થાશે તમારો. ટેક.
આશીસ આપશે અંબાજી માઇ, ભરોસો હૃદયમાં ધારો. ભક્તિ ટેક.
રામ નામ રસના જપો, વાણી મધૂર ઉચાર,
દીનોનાથ દયા કરે, એ છે વીશ્વના સરજન હાર. જનમ. ૧
જર જમીન કે જોરૂના, મો હમાં જવું ના વીંટાઇ,
ઇશ્વર ભજી આનંદ કરો, થશે સહાય રઘુવીર ભાઇ. જનમ. ૨

અજર અમર અજીત રૂપ, ભકત તણા ભય હાર,
ઘડી ભુલો નહી તમે, વખત સંભાળી ચાલો આચાર. જનમ. ૩
ગોસાઇ તુલસીદાસજી, ભકત થયા મહા ધીર,
લગની લગાડી રામશું, દરશન દીધાં જુઓ મહા વીર. જનમ. ૪
દયા દાનને દીનતા, રાખો કરી શુભ કર્મ,
રામ દયાળુ રીઝશે, વળી સચવાશે નિજ ધર્મ જનમ. ૫

## રાગ એજ ગાયન ૨૫ મું.

રાય રઘુપતિ મહારણધીર, આશા પુરે દીન મોરારી.
જેના ભ્રાત છે લક્ષ્મણ વીર, લેજો જન મનમાં વીચારી ટેક.
પીતા વચન પાળવા, ગયા પ્રભુ વનવાસ,
ભકત દુઃખ મટાડવા, રાખી દીલ થકી હુલ્લાસ. આશા. ૧
લંકા પતિને મારીયો. યુધ્ધ કર્યું મહા ઘોર,
કષ્ટ સર્વનું કાપીયું, એવા દયાવંત નાથ કીશોર. આશા. ૨
સર્વ સ્થળ વ્યાપી રહ્યા, નથી જુદા જુગદીશ,
ભકત ઉરમાં વાસો કરે, નહી રાખે જરા મન રીસ. આશા. ૩
દેવાધિ તે દેવ છે, સૃષ્ટીતણા કીરતાર,
ભય વામો ભજન કરી, કહે રામજી દીલમાં ધાર આશા. ૪
જેવી જેની કામના, તેવું ફળ દેનાર,
રામ વીના ત્રીલોકમાં, નહી દીસે અવર ભુપાળ. આશા. ૫

## રાગ લાવણી હનુમાન અને ગણુપતિનો. (ગાયન ૨૬ મું.)

નમો ગણપતિ નમો હનુમંતા, એએ બાંધવમાં કાણુ બલવંતા. ટેક.
ગણુપતિને હાથ મોદિક લાડુ, હનુમાનજીને તેલજ ગાડું નમો. ૧
ગણુપતિને સોહે જનોઇ જોટા, હનુમાનજીને વજર કછોટા. નમો. ૨
ગણુપતિને સંગે શુધબુધ નારી, હનુમાનજી તો સદા બ્રહ્મચારી. નમો. ૩
ગણુપતિને સોહે મોતીની માળા, હનુમાનજીને અડદજ કાળા. નમો. ૪
ગણુપતિએ વગડામાં રથ ખેડયો, હનુમાનજીએ લંકાગઢ ઘેર્યો. નમો. ૫
રઘુનાથ સ્વામી છે અંતરજામી, એઉ બાંધવમાં નથી કાંઇ ખામી. નમો. ૬
દાસ કહે પ્રભુ કર જોડી, હરી મુજ ભકિત પ્રીય નહી થોડી. નમો. ૭

## રાગ એજ–ગાયન ૨૭ મું.

નમો નમો નાથ શ્રી રઘુપતિ, નમો નમો માતા જાનકી સતી. નમો. ટેક.
નમો લક્ષમણજી બડ ભાગી, રામ ચરણ તણા અનુરાગી. નમો ૧
નમો સંત સાધુ ભુતળતણાં, જેના હૃદય ભકિત નહીં મણા. નમો ૨

નમો વીશ્વતણાં સંતોષી પ્રાણી, રામ ભજન કરે પ્રેમ આણી  નમો ૩
સર્વોતમ શ્રી ભકતજન કહીયે, ગુણ જ્ઞાનમાં હરી ચિત દઇએ.  નમો. ૪
રામ રામ રામ ભજો સહુ ભાઇ, રામ કૃપાથી રામજી કહે ગાઇ.  નમો. ૫
સંકટ વિકટ વીશ્વના આવે સુખ આનંદ શ્રી રામ ઉપજાવે નમો. ૬

## રાગ સવૈયા. ગા૦ ૨૮

રામ નામ મુખ જપો નિરંતર, હૈયામાં ધરો હેત અતિ,
અખીલ જગનો પાલણ કર્તા, જેની દીસે છે અપાર ગતિ. ૧
ઇષ્ટ દેવ ગુરૂ સેવા કરોને, ભક્તિ ખાંતે કરો આચાર,
તે થકી સંસાર પારજ પામો, સહાય થશે શ્રી જુગદાધાર. ૨
મૂળ સેવા બ્રાહ્મણની કરવી, ઉત્તમ દેહ ધરી જગમાં,
આશીષ લેવી સદા તે થકી, દાન ધર્મ કરી આનંદમાં. ૩
બ્રહ્મા થકી મુળ ઉત્પતિ બ્રાહ્મણ, વળી ગણાય ભુતળના દેવ,
સુપાત્ર જાણી શીખજ લઇએ, તન મન ધનથી કરીને સેવ. ૪
વળી ભજન કરો ભગવંતનું, રોષ ક્રોધ તજી મદ માન,
આશા તૃષ્ણા ઉમેદ રાખી, ભક્તિ કરો જન સુખનિધાન. ૫
ગરીબ પ્રાણીની સંભાળ લેવી, દુઃખ થતું કરો અટકાવ,
વિદ્યા વિવેકનાં કામ કરીને, લો સંસાર મહીં સદ લાવ. ૬
દેશ વિદેશ તણાં દુખ ટાળો, પૈસો શુભ મારગ ખરચાય,
જન્મ સફળ થશે જગમાં, રામ ભજનથી આનંદ થાય. ૭

## છોરી બામનકી ( ૨ ) એ રાગ. ગા૦ ૨૯

જય જય હનુમાન જય જય હનુમાન
આપનો ચમત્કાર સૂર્ય સમાન  જય જય હનુમાન ટેક.
રામ ભકત મહાવીર શુરા, પરાક્રમી બળવાન,
તુજ તોલના નાવે નવ ખંડમાં, સંત તણા નિધાન. જય જય—૧
લંકા જાળી રાક્ષસ માર્યા અતિ પમાડયો ત્રાસ,
રાવણ સુત અનેક સંહાર્યા, થયો દશ કંદ નિરાશ. જય જય—૨
લંકાગઢમાં ખળભળી થઇ, રાવણ ગઇ ફરીયાદ,
ઠામ ઠામમાં જવાળાજ પ્રગટી, પોકાર કરે મેઘનાદ. જય જય—૩
કેશરી નંદન દુષ્ટ નિકંદન, રામ તણા પ્રીય દાસ,
ભકિત કરી રહ્યા રામ ચરણે, રીઝયા શ્રી અવિનાશ. જય જય—૪
હું છું દાસ તમારો પ્રભુજી, જાણો જગ મહારાજ,
ઘડી વાર પણ ના વીસારૂં, સ્વામી મારા શીરતાજ. જય જય—૫

## રાગ કાફી ગા૦ ૩૦

જય હનુમાન મારા પ્રાણરે, મને શ્યામ બતાવો મને રામ બતાવો. ટેક
નિશદીન નેહથી વીનંતિ કરૂંછું, તમે કેમ બનોછો અજાણરે મને—૧
કામકાજ તણા છો રસીયા, સંસાર સુખ નિધાનરે. મને—૨
કપી રૂપ ધરીને લંકપર જાગી, વળી શુદ્ધ સીતાની સુજાણરે. મને—૩
અસુર સરવે આનંદ થઇને, ચૂર કર્યા હવાવાનરે. મને—૪
આ કળીયુગ કંઠાર દીસે, સહાય કરો મારા શ્યામરે. મને—૫
તુજ નામથી સંકટ નાસે, જેધા મહા બલવાનરે. મને—૬

## ઓરા આવોને અલબેલા શ્યામળાજો (એ રાગ) ગા૦ ૩૧

રમો બજરંગ બાળાના ખેલમાં જો. ટેક.
અડદ સિંદુર ચડાવીએ તેલમાં જો. રમો ટેક.
કંઠે આંકડાની માળા શોભે અતિ જો,
બાળ બ્રહ્મચારી હનુમાન જતી જો. રમો ૧
અજર અમર અછત તન સોહામણું જો.
પ્રૌઢ પરાક્રમ તેનાં ક્યાં ગણું જો. રમો ૨
શ્રોતા સેવા કરો સત ભાવથી જો.
રામ ભક્તને તારે આ નાવથી જો. રમો ૩
નાવ તરવા ભક્તિતણું જાણજો જો.
વિના ભક્તિ સંસાર વૃથા સમાન જો. રમો ૪
હનુમાન જતીની સેવા કરો જો.
સંકટ હારી પ્રભુની પ્રીતે તરો જો. રમો ૫

## ક્ષત્રી કલંક કેમ લેશોરે (એ રાગ.) ગાયન ૩૨ મું.

ભજો સુજનો રઘુપતિ રાય, જગત. કેરી સહાય થશેરે. ટેક.
જેથી ધર્મ નિયમાજ પળાય. જગત. ટેક.
મળો દેહ મનુષ્ય આ વાર, જગત.
વખત ગુમાવો ના થઇ ગમાર. જગત. ૧
રામ નામથી આનંદ થાય, જગત.
ઘોર કર્મ તણું બીજ જાય. જગત. ૨
જશે કલેશ તણી સહુ હાણ, જગત.
સહાય થાય રઘુનાથ નીરવાણ. જગત. ૩
ભવ ફેરો અમુલ્ય ગણાય, જગત.
સદા મગન આનંદ ધરાય. જગત. ૪

જગ જીવ જંત નર નાર, જગત.
ભજે ભાવે કરી રામ ગોપાળ. જગત. ૫
રઘુપતિ ચરિત્ર અપાર, જગત.
જેવાં કામ તેવાં રૂપ ધરનાર. જગત. ૬
નામ મહીમા અપરંમપાર, જગત.
અવીનાશ પ્રભુ મુજ આધાર. જગત. ૭
ભક્તિ વીના નહી જાણુ સુખ, જગત.
પાપી પ્રાણીયાને નિશ્ચેજ દુખ. જગત. ૮

## ઓરા આવો શીવશંકર ભોળા એ રાગ. ગા. ૩૩.

પ્યારા મારા રામ લક્ષ્મણુ વીરા, સુષ્ટીની હરજો સૌ પીડા,
કૃપા કરો નાથ શ્યામ શરીરા, હરો હરો ભય સંકટ મોરા. ટેક.–૧
દીન જાણી દયા લાવો નાથ, કહું નીત્ય કરગરી જગ તાત,
ધરૂં પ્રેમ ભક્તિ હૃદય સાથ, હરો હરો ભય સંકટ મોરા. ૨
અવતાર ધર્યો જગતના હીત, ભક્તિ આપો નાથ મારા શીત,
રાખું તુજ ચરણુ શું પ્રીત, હરો હરો ભય સંકટ મોરા. ૩
તમો ચૌદ ભુવનના ત્રાતા, સદા સુખ શાન્તી તણા દાતા,
કૃપા કરો ભરત તણા ભ્રાતા, હરો હરો ભય સંકટ મોરા. ૪
ભકતજનની સહાય કરજો, અવની વીશે દ્વંદ સહુ હરજો,
મુજ રંકનીવાણી દીલે ધરજો, હરો હરો ભય સંકટ મોરા. ૫
વિશ્વમહીં ભક્તિ મૂળ સ્થાપો, પાપ તણાં પુંજને કાપો,
સીતાપતિ અવીચળ જ્ઞાન આપો, હરો હરો ભય સંકટ મોરા. ૬
રામજી વાત લેજો સર્વ ધ્યાને, ગુણી જન ધ્યાન ધરો કાને,
સંતો તણાં મન જેથી માને, હરો હરો ભય સંકટ મોરા. ૭

## નાથ કેસે ગજકો બંધ છોડાયો. (એ રાગ.) ગા. ૩૪.

રામ સીતા ભજન પરમ હીતકારી, દેખો દાખલા સંતો વિચારી. રામ. ટેક.
સત સંગ સંત જન તણો કરીને, ભક્તિ ઉર લીયો ધારી.
સુખ સંપતિ તે થકી વધશે, સંશય તજો વિસારી. રામ સીતા ૧
પંચ વાયુનો દેહજ જાણો, ધુમ સમાન વિકારી,
માયા પતિએ ચૈતન દીધું, જીવ સંચર્યો નિરધારી. રામ સીતા ૨
દેહ મનુષ્ય ફરી નહી મળશે, સંભારો શ્યામ મોરારી.
કાળ આયુષ્યને ગ્રાલશે ત્યારે, પસ્તાવો કરશો ભારી. રામ સીતા ૩

જીવતો જમના હાથમાં જશે, દેહ રહે જડ હોઇ,
જીવને જવાબ જમડા લેશે, ઉગરવા સાધન નાહીં. રામ સીતા ૪
માટે કરી મન ટેકજ રાખો, સમરણ કરો નર નારી,
કામ કરો રામ નામ ભરીને, જગતની મમતા વીસારી. રામ સીતા ૫
કર્મનો ઉદય ભકિતજ જાણો, તેથી જ્ઞાન લેવું ધારી,
રામજી રામ કૃસ્નને ભજીયે, સહાય કરે શ્રી ગીરધારી. રામ સીતા ૬

**સુણ ચતુર સુજાણ પરનારીશું પ્રીત કબુનવ કીજીયે ગા. ૩૫ મું.**

પ્રાણી વચન પ્રમાણ, રામ વીના કોઇ કામ જગત નવ જાણવું. ટેક.
સુખ તણું એ ધાણ, ભજન કરી ભવ સાગર તરવું તારવું. પ્રાણી.
તું ભકિત કર સાચા ભાવે, ફરી ગર્ભવાસ દુઃખ નહી આવે,
જમ હાથ થકી પ્રભુ મૂકાવે, પ્રાણી વચન. ૧
સીતા રામ તણી કરવી સેવા, તેહ કૃપાથી વિધવિધ મેવા,
ગુણ ગાશે વિશ્વમાં હમ જેવા, પ્રાણી વચન. ૨
કુંડા કરમ થકી અળગા રહીયે, રામ નામ તણું ધ્યાન ધરીયે,
દુઃખ વેળા દીલમાં નવડરીયે, પ્રાણી વચન. ૩
જગ જાણવું જાંજવા નીર જેવું, તેમાં અવીચળ કોને કહેવું.
પ્રભુ સ્મરણ કરીને સુખ લેવું. પ્રાણી વચન. ૪
રામ કૃસ્ન એકજ છે ઇશ, અવધપતિ તે દ્વારકાંધીશ,
તેમાં સંશય લેશના લઇશ, પ્રાણી વચન. ૫
લીલા પ્રભુ તણી છે વીશ્વમહીં, પ્રાણી તેમાં રહી વીસરસો નહીં,
નહીં તો લખ ચોરાસી ફરસો સહી, પ્રાણી વચન. ૬

**નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાગ. (ગા૦ ૩૬)**

અવસર ચાલી જાય છે આળસે ભાઇ, કેમ પ્રભુજી કરશે સહાઇ. અવસર ટેક.
આજનો લાભ તે ફરી નહી મળસે, જાણજો જગ જન ભાઇ,
દેહ તણા હીત કરોને પ્રાતી, ભક્તિ ધરો ચિત ચહાઇ. અવસર—૧
અધમ માયા જગત કેરી, જાણો ખોટી મીત્રતાઇ,
અથડાવે આળ પંપાળ દીસે, તમે કરી લીયો ભલાઇ. અવસર—૨
પ્રભુને પ્યારા ભકતજનો વળી, ભકિત તણા જેહ ભંડાર,
શ્રોતા વાકય સૌ નિશ્ચેજ ભાખું, લહો જ્ઞાન નીરધાર. અવસર—૩
જ્ઞાન ધરો વાત વિચારી મનમાં, કરો સત સંગ ભલાઇ,
કાળ આવે ધડીવાર ના થોભે, જાણજો જન જગમાંહી. અવસર—૪

આરંભ્યા કામો અધુરાં રહેશે, મન છોડ મમતની મોટાઇ,
સમય સાંપડ્યો વ્રથા ના ગણો, ભક્તિ કરો સુખદાઇ. અવસર—૫
ત્રીલોકપતિને શરણે રહીને, ના કરવી ગર્વ બડાઇ,
કલેશ કુકર્મ કંઠોર પરહરો, ધરો ધર્મ ધ્યાન લગાઇ. અવસર—૬
જગતની માયા સ્વપના જેવી, જાગ્રતને શુદ્ધ આઇ,
રામજી રામ ભજ્યા વિના જનને, મોક્ષ નથી ધાર કયાંઇ. અવસર—૭

## દોહરો.

વખત વીચારો માનવી, સમરો શ્રી ભગવાન,
કળી કાળની જાળથી, બચાવે પ્રભુ નિરવાણ. ૧

## રાગ સવૈયા. (ગા૦ ૩૭)

દશરથ પુત્ર મહા દુઃખ ભંજન, લક્ષમણ વીર મહાગંભીર,
સૃષ્ટી સર્વનું પાલણ કરતા, હરતા દ્વંદ અકામ શરીર. ૧
નામ જપો નર તન મન ધનથી, આનંદ ઉરમાં ધરી સદા,
સ્યામ પ્રભુ તે સહાયજ કરશે, નહી સંશય રાખો જન કદા. ૨
રામ ભજન સંભારોને પ્રાણી, શીરપર મરણ દીસે ઘાત,
તે સમય સૌ દૂરજ પળશે, સગાં કુટંબી તાતને માત. ૩
પ્રીય સગાં તે જોશે રોશે, જીવને જાવું જમને દ્વાર,
ધર્મ કને જઇ હીસાબ દેવો, ખોડ જરા નહી દીલમાં ધાર. ૪
જરા સમય બહુ વસમો જાણી, પ્રેમ થકી ભજો ભગવાન,
વૈકુંઠનો ઇશ સદા દયાળુ, જાણુશે પીડ મહા ધીરવાન. ૫
રામ નામથી પાસાણ તરીયા, તર્યા સુભાગી જીવ તમામ,
જટાયું જેવા પંખીઓ ધરીયા, છત્રપતિ જેના શ્રી રામ. ૬
ભકતને હેતુ અવતાર ધરીયા, પાવન યશ કર્યો વીસતાર,
અસુર સંહારી આનંદ વરત્યો, રામ નામથી જય જયકાર. ૭
અનેક નામી નહી કાંઇ ખામી, સમરણ કરજો શ્રોતાસાર,
માયાપતિની માયામાં રહી, કાયાતણું સુખ ભક્તિ ધાર. ૮

## રાગ એજ ( ગાયન ૩૮ મું. )

મહા તેજસ્વી કેશરી કુમાર, અંજની સુત મહા રણધીર.
રામ તણા ભકત અતિ ભારી, વજર તનુ મહા ગંભીર. ૧
બળવાન પુરા રણમાં શૂરા, રામ ભજન મન રાખે નીત.
ઘડી હ્રદયથી રામના ભૂલે. એવા ભકત હનુમાન અજીત. ૨

જન્મ સમયે લીલા વીસ્આરી, ત્રીલોકમાં ધર્યું જાહેર નામ.
એવા ભકત હનુમાન દયાળું, જેને ધ્યાનમાં દીસે રામ. ૩
વજર દેહી રામ સનેહી. મહા જોરાવર અંજની બાળ.
ભકિત કરો સજન સહુ પ્રીતે, રામ નામ ભજો ગોપાળ. ૪
જેવી ભકિત હનુમાનજી કીધી તેવો ભકત નથી જગ કોય.
ધન્ય ધન્ય વીર હનુમંતજીને, નામ સમરણથી શાંન્તી હોય. ૫

## શ્લોક ગાયન ૩૯ મું.

રામ નામ અવીચળ બ્રહ્મા આદિ મહીમા કરે.
છે કૃપાળુ કરૂણા નિધી ભકતનાં પ્રાશ્ચિત હરે.
સૃષ્ટી તણા ઇશ છે શ્રી પતિ, મહીમા અપરંપાર છે.
હરી વસો દિલ સર્વદા, તુજ તણો આધાર છે. ૧
રઘુવીર મૂર્તિ શ્યામળી ગૌરી લક્ષમણજી તણી.
શંકર બ્રહ્મા સેવન કરે, ધન્ય ધન્ય હો ચિંતામણી.
ભકિત માંગું ભુમીપતિ વ્યાધિ પીડા મટાડજો.
કહે દાસ હરીજન પ્રભુ, સંકટથી ઉગારજો. ૨

## ચાબખા, ગાયન ૪૦ મું.

માનવી વીચાર મનમાં આણો, આતમા દુઃખેથી ઘેરાણો. ટેક.
ચિતડું ચપળ જીવ દોડાવે, હેરાન કરે થાય હાણો;
ઇંદ્રીયો થકી વશ કરી તેને, સહજ ઠેકાણે આણો. માનવી. ૧
ગર્વ કરી ગઢ લંકાનો પતિ હાર્યો રાવણ કહેવાણો.
કોઇનું તેણે કહયું નવ માન્યું, છેવટ અંધમતીથી મરાણો. માનવી. ૨
વીભીષણ ભ્રાતા રાવણ તણો શરણે આવ્યો થઇ શાણો.
રામ પદ પામી ભકિતજ કીધી, જગતમાંહી ગવાણો. માનવી. ૩
રામ ભજન તે આનંદ વૃક્ષ, જાણો સંપતની ખાણો.
સીતાપતિએ માયાપતિએહ, તેને ભજીને સુખ પ્રમાણો. માનવી. ૪
ભજન કીધા વીના ભવના વામે. રંક રાય કે રાણો.
રામજી કહે સંસાર સુખનો, લાવો રામ ભકિત પ્રમાણો. માનવી. ૫

## ૨ ગાયન ૪૧ મું.

જીવને જતન કરીને રાખો, સૃષ્ટી સ્વાદ કેવો છે ચાખો. ટેક.
હરી ભજન તો હેતેજ કરવું, શૂરા જન ધ્યાનજ રાખો.
પત્નિ પુત્ર કોઇ કામ ન આવે, ઉપાય કરો ભલે લાખો. જીવને ૧

જમને દ્વારે જવું છે જીવને, તેં ભય દીલમાં દાખો.
સગાં કુટુંબ તજી જવું પલકમાં, નાવે પીતુ કે કાકો. જીવને ૨
દીન દીન આયુષ્ય અલ્પજ થાયે, અવતાર જાય છે આખો.
ભક્તિ વીના ભવ કોણજ તારે, કોણ પૂરે જીવને શાખો. જીવને ૩
ધર્મરાજા કર્મ લેખુંજ લેશે, સંશય ચિતમાં રાખો,
તેહ સમયનો ત્રાસજ જાણી, ભક્તિમાં ભાવજ રાખો. જીવને ૪
હરી ભજન શું હેતજ ધરજો, જ્ઞાનનો મારગ પાખો,
રામજી કહે રામ ભજીને, કુંકર્મ છેદન કરી નાંખો. જીવને ૫

## ૩ ગાયન ૪૨ મું

મન શીખ તું લેજે સારી, સુંખડું ખોટું છે સંસારી, ટેક
દેહ તણો ઘડી ભરોસો નહીં, વાત સુણો વીચારી,
મોહ માયા તજી રામને ભજીયે, તે થકી મોક્ષની બારી. મન ૧
લખ ચોરાસી યોનીમાં ફરવું, વાર કરે કોણ તારી,
રામ વીના નહીં એલીજ તારો, સમજજે ચિત તું ધારી. મન ૨
સંત મારગમાં ચિત દોડાવો, રીઝે શ્રી ભય દુઃખ હારી,
ભવસિંધુમાં બાંયજ પકડે, ભક્તતણા મોરારી મન ૩
અનેક પંથના મારગ જુદા, સીધા પ્રભુ ગીરધારી,
તેને હ્રદયથી ઘડીના વીસારો, કહું છું તને વારી વારી. મન ૪
પ્રભુ તો મારો પરમ કૃપાલુ, ભક્તને લહે ઉગારી,
રામજી કહે રઘુપતિ ધન, ભજે થઇ જે અવિકારી. મન ૫

## ૪ ગાયન ૪૩

પ્રભુ પ્રીતમાં રાજી રહેવું, રામ નામ મુખેથી કહેવું. ટેક
મોહ માયામાં ભૂલી ના જાવું, કરવું તેવું ફળ લેવું,
ઇશ્વર ન્યાય સરખોજ કરે, ભક્તિથી સુખજ કેવું. પ્રભુ—૧
પ્રભુ ગતિનો પાર ન આવે, તેમાંજ સુખ દુખ સહેવું,
ભજન થકી વાલો ભય મટાડે, નહી લેવું નહીં દેવું. પ્રભુ—૨
પ્રભુ ભજનમાં દામ ન બેસે, ફક્ત જીભે ફળ લેવું,
શાસ્ત્ર પુરાણનો સારજ એ છે, જ્ઞાનમાં ચિતજ દેવું. પ્રભુ—૩
ભક્ત પ્રલ્હાદ ભક્તિ કરીને, સુખ પામ્યા જુઓ કેવું,
વળી થયા જુઓ ધ્રુવ અવીચળ, ભક્તિનું ફળ છે તેવું. પ્રભુ—૪

નરસીહ મેતાની હુંડી શીકારી, ભર્યું શામળશા દેવું,
અકળ કળા તણા એહ પ્રભુજી, રામજી કહે શરણે રહેવું. પ્રભુ—૫

## દોહરો. (ગાયન ૪૪ મું.)

સમરણ સીતારામનું, અખુટ ગુણ ભંડાર.
વાકય વદો સજ્જન સહુ, રામ નામ ઉચ્ચાર. ૧
સંપતી સુખજ સાંપડે, પાપ સમૂળા જાય,
એવા કળા ઇશ્વર તણી, જય જય વૈકુંઠ રાય, ૨
ભક્ત તારણ કષ્ટ તારણ, ધર્મ તણા પ્રતીપાળ,
સંતતણા શીર છત્ર પ્રભુ, શરણે રાખે દયાળ. ૩
હર ભજન નિત્યે કરે, કૈલાસ ભોળાનાથ,
તે પ્રભુ સર્વની સ્હાયતા, પુરા નાથ અનાથ. ૪

## રાગ ધીરાના પદનો ગાયન ૪૫ મું.

કળીયુગ આવ્યો કુડો રે, ચેતી ચાલો સંસારમાં
ભવકુપ ના ભટકોરે જીતી બાજી તું હારમાં. કળીયુગ ટેક.
કળી પોતાનું પણ બતાવે, ડુબાવે ધર્મ ને ધ્યાન.
સંતથી મારગ ઉલટ ચાલે, કયાંથી મળે ધન ધાન્ય.
જુઓ કળી કૂર ભારીરે, પ્રભુ ઘડી વીસારમાં. કળીયુગ ૧
સાધુ ગુરૂની સેવા ન જાણે, જાણે ન ભકિતનું જ્ઞાન.
માત્ર જાણે સહુ સંપતી સાધન, મન રાખી અભીમાન.
પરાક્રમ કળીનાં એવાંરે, તેમાં સુખ કદી નહી ધારમાં. કળીયુગ ૨
પુત્ર પીતાને રીપુજ સમજે, નવ લહે તેમની શીખ.
નારી આગળ નિર્લજ થઇ નાચે, એવો કળી વીપરીત.
કહું છું વાત સાચારે, સંત ઘડી રામ વીસારમાં. કળીયુગ. ૩
રામ નામ ઘટ ઘટમાં રાખી, વૃથાના કરો બકવાદ.
સંસાર તજી જાવું પલકમાં, જીવ શીવનો સંવાદ.
ધર્મ ન્યાય કરશે રે, વાત ધરો આ ધ્યાનમાં. કળીયુગ. ૪
કરૂણા સાગર કૃસ્નજી મારા. ઉગારો કળીનો કાળ.
તુજ વીના આ માયા થકીથી, કોણ લેશે રે સંભાળ.
રામજી વચન ધરજો રે, વીશ્વ પ્રભુ આ વારમાં. કળીયુગ. ૫

## રાગ ધીરાના પદનો ગાયન ૪૬ મું.

શ્રોતા વાણી સાચી રે, માની રહેજો હરીના ધ્યાનમાં. ટેક.
અવર માયા છે કાચો રે, ભરમાશો નહીં એભાનમાં. શ્રોતા. ટેક.
સંસાર સરવે પાણીપર ખોટો પળમાં પામે વિનાશ.
કાયા માટીના કુંભના જેવી, નહીં ઘડી વિશ્વાસ.
મનખો નહીં ફરી આવે રે, સમજો જન સહુ સાનમાં. શ્રોતા. ૧
પ્રપંચી માયા આ જગતની, દીશે છે આળ પંપાળ.
તેહ માયાથી કોણ ઉગારે, કોણ લહે રે સંભાળ.
વિચાર દીલમાં આણી રે, ગુંથાજો પ્રભુ ગુણ ગાનમાં. શ્રોતા. ૨
રામે ભકત અનેક ઓધાર્યાં તેનો નાવે જગ પાર.
તેવુંજ કૃસ્નએ કામજ કીધું, એહ રામ નીરધાર.
વીશ્વનાથ એ ઉપકારી રે, ભજન ધરો તેનું કાનમાં. શ્રોતા. ૩
રામ કૃસ્ન નામ અમૂલ હીરો, પારખી લહે કોય સત.
અવીચળ પદ ઓળખી લેશે, જેને કૃપા ભગવંત રે.
સંશય નવ મન સમજો રે. મનડુંના ધરી અજ્ઞાનમાં. શ્રોતા. ૪
પરમ પ્રકાશી પ્રભુ અવીનાશી, વીશ્વ તણા દાતાર.
તેને ભજવા ભાવજ ધરીયે, હરીયે માયાના વિકાર રે.
રામજી રૂડા અવધપતિ રે. સમરો સજનો ગાન તાનમાં. શ્રોતા. ૫

## અથ કળીનાં લક્ષણ રાગ દોહરા ગાયન ૪૭ મું.

કળી કાળ કુટીલ બહુ હરે શાસ્ત્ર સદ ગ્રંથ.
પાખંડ મત સૌ આચરે નવ દીસે જગ કો સંત. ૧
લોક થયા સહુ મોહ વશ, લોભ હરે શુભ કર્મ.
કામ ક્રોધ અતિ દમે, એવો કળીનો ધર્મ. ૨
દ્રવ્ય આધીન દીલ રહે, નહીં અવર વીચાર.
જ્ઞાન દયા નવ દીનતા, એહ કળીના આચાર. ૩
અશુભ કામ અત્યંત કરે, ભક્ષ તણું નહી નેમ.
જેવું જેના દીલમાં, તેવો મનનો પ્રેમ. ૪
ધર્મ જગત જાણે નહીં, જાણે મોહાદિ માન.
વૃષા ન થાયે સૃષ્ટીમાં, નહીં ખેતીમાં ધાન. ૫
એવો કળી નિર્દય ઘણો, પણ ગુણ એક અપાર.
તે જાણે જન ચિતમાં, વાત વીવેકી સાર. ૬

કળીમાં જપ તપ કો કરે, ફક્ત માયા વીસ્તાર.
તેમાં નામ પ્રભુનું ભજે, તે જન ઉતરે પાર. ૭
આધીન એકજ રાખવું, દીલમાં રાખી સત્ય.
સ્હાય થાય પ્રભુ શામળો, જાણો શ્રોતા રઘુપત્ય. ૮
આ કળીથી ઉગરે, જે લહે જ્ઞાન વીવેક.
કથા પ્રભુ શ્રવણ કરે, તન મન રાખી ટેક. ૯
ઇશ્વર તેને આધીન છે, ભક્તિ થકી નીરધાર.
ભક્ત કૃપાળુ રીઝશે, વૈકુંઠપતિ દાતાર. ૧૦
પ્રભુ તે મારો એક છે, નામ અવતાર અનેક.
તે જગત ભકતને કારણે, અંત અનાદિ એક. ૧૧

તપ:પરં કૃતયુગે, ત્રેતાયાંજ્ઞાન મુચ્યતે, દ્વાપર યજ્ઞ મેવા હું.
દાન મેક કલીયુંગે, ૯૦ શ્લોક.

### છપ્પા છંદ ગાયન ૪૮ મું.

જે રાખે હરી ધન, તેને ઘેર સદા દીવાળી.
જેની પાસે હરીધન, તેહ માયાના વીકારી.
જેની પાસ હરીધન વપરાતાં કદી ના ખૂટે.
જેની પાસ હરીધન લૂટારા કોઇ નવ લૂટે.
હરીધન જેહની પાસ છે, સંતોનો સંત જાણજો.
બેલી તેનો શ્રી રામજી, વાત વીવેકી પ્રમાણજો. ૧
હરી જન જાણો તેહ, કામ સુકૃતના કરશે.
હરી જન જાણો તેહ, ધ્યાન પ્રભુ નિત ધરશે.
હરીજન જાણો તેહ, સુખ દુ:ખ દીલ નવ આણે.
હરીજન જાણો તેહ, ભકિત અવીચળ પ્રમાણે.
હરીજન તેહને જાણવો, રટણ કરે શ્રી રામનું.
માયા મોહ પ્રસરે નહી, ધ્યાન સદા એક સ્યામનું. ૨

૩

હરીજન જાણો તેહ, પીડા પરાઇ જાણે.
હરીજન જાણો તેહ, વેદ મારગ વખાણે.
હરીજન જાણો તેહ, ભકિતમાં જન્મ ગમાવે.
હરીજન જાણો તેહ, સંત તણું મન રીઝાવે.
હરીજન કહીયે તેહને, લાજ ન લોપે માબાપની.
કૃત્ય સારાં નિત આચરે કીર્તીકદીના કરે આપની.

૪

હરીજન જાણો તેહ, આત્મા ઇશ્વર તોલે.
હરી જન જાણો તેહ, ભકિતમાં ચિતડું ડોલે.
હરી જન જાણો તેહ, ગુરૂની આજ્ઞા પાળે.
હરી જન જાણો તેહ, વીશય વાત ન જાણે.
વળી સંતની સેવા કરે, તન મન ધન ને નેમથી.
હરી હરી જન આગળો, કરે સમરણ પ્રભુ પ્રેમથી ૪

પ

હરી જન કરજે હેત, પ્રભુ સંગાથે પ્રીતે,
હરી જન કરજે હેત, આનંદ થઇ નવ નીતે.
હરી જન કરજે હેત, માત પીતા કરી રાજી.
હરી જન કરજે હેત, સંસાર આતશબાજી.
હેત હરીશું હમેશ કરો, આળસ મમતા પરહરી.
સહાય થશે ત્રીભુવન ધણી, એમ કહે છે શ્રી હરી. પ

૬

ધરો હરીનું ધ્યાન, કામ મદ ક્રોધ ને તજી,
ધરો હરીનું ધ્યાન, ભકિતના લક્ષણ સજી.
ધરો હરીનું ધ્યાન, દયા ધરમ ઉર રાખી.
ધરો હરીનું ધ્યાન, પ્રભુજી પુરે શાખી.
ધ્યાન ધરજે હરીતણું સંસાર ફંદને છોડીને.
હરી ઇશ આનંદથી, સહાય થશે જન દોડીને. ૬

**રાગ આશા ગોડી. ગા૦ ૪૯ મું.**

રઘુપતિ રામ દુલારો, મારો શ્યામ. રઘુપતિ રામ દુલારો. ટેક.
અવધપતિ ત્રીલોક પતિ, એહ સૃષ્ટી પાલનારો. મારો શ્યામ—૧
લક્ષ્મણ ભર્ત શત્રુઘ્ન ભ્રાતા, ક્ષત્રી ધર્મ ધરનારો. મારો શ્યામ—૨
જાનકીનો ઇશ અખંડ દાતા, મનોરથ સર્વ પુરનારો. મારો શ્યામ—૩
જન્મ ધરીને અસુર સંહાર્યાં, ભકતની ભીડ ભાંગનારો. મારો શ્યામ—૪
ગૌતમ નારી અહલ્યા તારી, એની ભકિત કરી ભવ નીવારો. મારો શ્યામ—પ
જનક સભામાં આપ બીરાજ્યા, દશકંધનો ગર્વ હણનારો. મારો શ્યામ—૬
ફરશી ધરજે ગુરૂ જગતના, તેહનો તાપ નીવાર્યો. મારો શ્યામ—૭

અનેક ચરિત્રનો છે એહ કરતા, આનંદ મૂર્તિ દીલ ધારો. મારો શ્યામ—૮
કીર્તી તેની પાર ન પાવે, ભજો શ્રોતા ઘડી ના વીસારો. મારો શ્યામ—૯
રામ ભજીને ભવજળ તરીયે. તેહ વીણ અવર નહી ઉચારો. મારો શ્યામ-૧૦

## રાગ એજ. ગા૦ ૫૦ મું.

રામ ભજન પ્રમાણો, સંત જનો રામ ભજન સુખ જાણો. ટેક.
જન્મ ધરી જગદીશ નવ ભજીયા, તે જન્મ વૃથા જગ ગણાણો. સંતજનો—૧
રામ ભજન તે સુખનો સાગર, અવર દીલમાં ના આણો. સંતજનો—૨
ભક્ત આધીન રામ કૃપાળુ, સદાનંદ ચિતથી પ્રમાણો. સંતજનો—૩
ભક્ત પ્રલ્હાદની વારેજ ચડીયા, જેહ નરસીંહ રૂપ કહેવાણો. સંતજનો—૪
એવા એવા ભક્ત જનને કારણ, એહ રામ લીલા દર્શાવનારો. સંતજનો—૫
માનવી જનમ ફરી નહી મળશે, માટે રામ ભજી સુખ માણો. સંતજનો—૬

## સીતાજીના મહીનાનો રાગ. ગાયન ૫૧ મું.

ભાઇ ભજો ભાવે ભગવાન, લક્ષ્મી પતિ શામળો,
એ છે કૃપા નિધાન પ્રભુરામ, શંકા દીલ ના ગણો. ૧
રાખી તન મન તેહનું ધ્યાન, ઘડીના વીસારીયે,
દયા કરશે તે દીન દયાળ વાત એ વીચારીયે. ૨
એ છે ચાદ ભુવનનો નાથ, અખંડ અવીનાશ છે,
ભક્તિ કરો જનો રાખી પ્રીત ઘટઘટ તેહનો વાસ છે. ૩
ભજન થકી ભવ દુઃખ જાય, પ્રાશ્ચિત પૂર્વેનાં ટળે,
વળી મોક્ષ પદવી દેખાય, પ્રભુ મારો આવી મળે. ૪
વ્યાધી રોગ અનેક છે જેહ, તેહ સહુ વાંમશો,
પ્રભુ ચરણ સદા સુખ ધામ, તેને જઇ પામશો. ૫
કરો ભક્તિ સદા નરનાર, જીવ રાખી શાન્તમાં,
ભક્તિ મહીમા છેજ અપાર, વીધી સુણો વેદાન્તમાં ૬
કહે રામજી મધુર વચન ભક્તિ પ્રભુની કરો,
જેથી જગ્તનું થાય કલ્યાણ, છેવટ વૈકુંઠ વિચરો. ૭

## શાદુલ વિક્રીડીત છંદ ગાયન ૫૨ મું.

વંદન કરૂં છું વીશ્વને આશીસ માગું છું ઘણી.
રામ નામની કરી સેવના, જેહ પ્રાક્રમી ચિંતામણી.

વાક્ય શ્રોતા ભકિતનું, ઉરમાં અતિશય આણવું.
લક્ષણ સંતનું સંતોષ છે, વચન થકી તેહ જાણવું. ૧
વંદો દેવ કૃપાનિધી ગુણનીધી, બ્રહ્મા દેવ મહેશને.
વંદો વીસ્નુ વીશ્વ તણા ગુણ ઘણા, વળી વંદો જે શેષને.
વંદો દેવ ગણેશજી ગૌરી સુતા, વંદો માતા પાર્વતી.
વંદો દેવ અનેક જગ સર્વને, કીર્તી જેની વ્યાપ્તઅતિ. ૨
વંદો રામ રઘુપતિ અવધપતિ, વંદો માતા જાનકી.
વનમાં કાર્ય અનેક વીસતર્યાં, મહીમાકો કહે કથી.
વળી વંદન મહાવીર હનુમંતને વંદન કરૂં સૌ સંતને.
આદિ વંદન ગુરૂ માબાપ જન સર્વને, માગું ભકિત અનંતને. ૩

## રાગ દોહરા ગાયન ૫૩ મું.

સુમતી આપો શામળા, સુ જશ જગ મોઝાર.
તાપ હરો અવની તણા, તાત તમારા નિરધાર. ૧
રટણ કરૂં તુજ નામને, રહું છું તુજ વીસવાસ.
રામ સીતા આનંદ પ્રભુ, રાખું ભકિતનીજ આશ. ૨
મહારો ઇશ્વર તુંજ છે, મહારો તું દાતાર.
જીવ જગતના જેહ છે, જીવન તુજ આધાર. ૩
જીવતર સફળ તુજ થકી, જીવ શીવમાં નહીં ભેદ.
વન ક્રીડા જેવી દીસે, વલણ પ્રમાણ નિવેદ. ૪
નમું રાજા રઘુપતિ, નમું દેવાધિ દેવ.
નિત્ય સત્યથી ઓળખી, નિશચે કરૂં હું સેવ. ૫
વિસ્વાસ વાણી તાહરી, વિશ્વ સકળના ભૂપ.
નમન કરૂં છું નેહથી, નયન નિહાળી રૂપ ૬
તિક્ષણ બુદ્ધિ માહરી, તિર સમાન તુજનામ,
છે ભકિત મુજ માગણી, છે દરશન ધન હામ. ૭

## જીભલડી તને હરીગુણ ગાતાં આવડું આલસ કયાંથી રે એ રાગ ગાયન ૫૪ મું.

પામર જીવતું જોને વીચારી, હરી છે અંતર જામી રે, ટેક
આદિ અનાદિ એહ પ્રભુજી, જન્મ રહિત અકામી રે. પામર ટેક
નેત્ર આપ્યા હરીરૂપ નિરખવા, કાન કથા સાંભળવા રે,
શીશ સોપ્યું તને સંતજ જાણી, હસ્ત તે પુણ્ય આચરવા રે. પામર ૧

દેહ ઘડયો તારો દુઃખજ હરવા, રામ ભજન કર ભાઇ રે,
કાળ ચપેટી લેશે તને ઝાલી, નહી પ્રભુ વીના કોઇ સ્હાઇ રે. પામર ૨
સુખનાં સાધન સોપીયાં વાલે, દયા કરી દીન જાણી રે,
તેને ભજો કામ ક્રોધ વિસારી, ઉલટ અંતર આણી રે. પામર ૩
રામ નામનો પાઠજ કરીયે, નિર્ગુણ રૂપ ધ્યાન ધરીયે રે,
સ્વામી સીતાના સ્હાયતા કરશે, ગુણ તેના ના વિસરીયે રે. પામર ૪
શ્રીહરી પ્રભુ કૃપા સાગર છે, સાક્ષાત દેવ દયાળુ રે,
તેના વીના જગના રહે કોઇ, જેમ દીપક વીના અંધારૂં રે. પામર ૫
આત્માને ઇશ એક પ્રમાણો, ભેદ જરા નહી ધારો રે,
માત્ર માયામાં રહ્યો જીવ વ્યાપી, સૃષ્ટીનો એહ રચનારો રે. પામર ૬
સમતા નિતી સત ગુણ ભાખો, ઇશ આતમા એકજ જાણી રે,
મોહ માયાના ધૂંદ સહુ છાંડો, રામજી ચિત પ્રમાણી રે. પામર ૭.

## સંત લક્ષણ ત્રોટક છંદ ગા૦ ૫૫ મું.

સીતારામ તણી નર ભકિત કરે, મુખ રામ જપે તન તાપ હરે,
કરી પ્રેમ નિરંતર નેમ લહે, વળી સંત તણા શુધ માર્ગ વહે. ૧
અપમાન કે માન દીલે ના ધરે, સુખી થાય સહુ તેહ ધ્યાન ધરે,
નહી મોહ માયા સ્વપને નવ ક્રોધ, તજી કામ કરે રામ નામનો બોધ. ૨
નિત પ્રીત થકી કરે ગુણગાન, તેહ સંત તણો સંત જાણો મહાન,
રઘુપતિ તણી તેહ ભકિત કરે, જ્ઞાન ધ્યાન કદી દીલ ના વીસરે. ૩
એવા સંત સમાગમ સર્વ કરો, પ્રભુ ભક્તિ કરી તન તાપ હરો,
ધરો ટેક સદા સીતારામ તણી, કથા કાન ધરી પ્રેમ સાંભળવી. ૪
કુમાર્ગ તજી સદપંથ વિચારો, રામ રામ રામ સમરણ કરો,
રીઝે રામ ત્યારે ભવ દુઃખ ટળે, કહે રામજી તે થકી કાર્ય સરે. ૫

## રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે એ રાગ. ગા૦ ૫૬ મું.

સીતાપતિ રામ સુજનો સંભારો રે,
કામ ક્રોધ મોહ માયા વીસારો. સીતાપતિ ટેક
ચમ નામ તેહ સારંગ પાણી રે,
ભજો ભાવે ઉલટ સહુ આણી રે,
સહાય કરશે પ્રભુ દીન જાણી. સીતાપતિ ૧

જગપતિ વીશ્વ પાલણ કરતા રે,
ભક્ત હેતુ અનેક રૂપ ધરતા રે,
દુષ્ટ દાનવ મૂળ ને સંહરતા. સીતાપતિ ૨
રામ મહીમા જગતમાં મોટો રે,
ભજે રામ કદી નવ તોટો રે,
વિશ્વ જીવ પાણી પર ઓટો. સીતાપતિ. ૩
અવધ વારી તે દ્વારકાં આવ્યા રે,
કાર્ય કીધાં અનેક મન ભાવ્યાં રે,
કૃષ્ણ ગોપીના રાસ બનાવ્યા. સીતાપતિ. ૪
રામ કૃસ્ન તે એકજ પ્રમાણો રે,
ધનુષ ધારી તેહ બંસી વાળો રે,
અવતાર અનેક ધરે છે છોગાળો. સીતાપતિ. ૫
પાપ વિશ્વતણું સહુ હરવા રે,
વેદ પંથના માર્ગ આચરવા રે,
વાલો જન્મ ધરે જગ તરવા. સીતાપતિ. ૬

**મોહલે પધારો મહરાજ માણીગર. એ રાગ. ગા૦ ૫૭ મું.**

રામ ચરિત્ર છે જગ અપાર, મન ટેક રાખી પ્રમાણો,
જેના થકી ચાલે છે સંસાર, શ્રોતા વાત દીલમાં આણો. રામ—ટેક.
રામ નામ અવીચળ, અખીલ જગ કરતાર,
વાસ ભક્ત અંતર રહે, નથી ભક્તથી દૂર લગાર. મન—૧
ધનુષ ધારી રામ જેહ, મોરલી વાળા કાન,
રાવણ કુળ સંહારીયું, એણે ઉતાર્યું કૌરવ માન. મન—૨
લક્ષમણ બંધુ રામના, કૃસ્ન બંધુ બલદેવ,
રામે ધર્મ સ્થાપન કીધો, કૃસ્ન ઉગાર્યા પાંડવ દેવ. મન—૩
સુરના સ્વામી કૃસ્નજી, તુલસી સ્વામી રામ,
અનેક રૂપના એ પ્રભુ, ધરે અવતાર નિર્ગુણ અકામ. મન—૪
શ્યામ રામ સંશય નહી, ભક્તિ કરો જન સાર.
દયા કરે દીનો ધણી, રામજી કહે રામ ઉચાર. મન—૫

**પ્રભુ સ્તુતિ, છંદ શીખીરણી. ગા૦ ૫૮ મું.**

પ્રભુ મારા પ્યારા, જરૂર ત્રાતા જગતનો,
સુખના દેનારા, મહીમા વધારજે ભગતનો,

વેદ શાસ્ત્ર નિતી, જગતમાં વ્યાપ્ત કરો,
રાખું તુંજમાં પ્રીતી, પ્રભુ મને શાનતી કરો. ૧
છે હું દાસ તમારો, દયા કરો ઇશ સર્વદા,
ગુનો મારો ના ધારો, રક્ષક પ્રભુ આનંદ સદા,
બુધી હ્રદય સ્થાપો, ભકિત કરૂં હું તુજ તણી,
કષ્ટ કૃપાળુ કાપો, વીનય કરૂં રઘુવીર મણી. ૨

**પ્રભુ તારી (૨) ગતિ ન કળાય, એ રાગ. ગા૦ ૫૯ મું.**

ગીરધારી ગીરધારી ગતિ તુજ ન્યારી રે શ્યામ હીતકારી રે ગી૦
ભકત તણા તમો છો ભયહારી,
માયા અનેક વીસ્તારી રે. ગીરધારી. ૧
અહો ઇશ સ્તુતી કરૂંછું હું તારી,
તુજ મહીમા બલીહારી રે. ગીરધારી. ૨
ધ્રુવ પ્રલ્હાદને જેવા ઉગાર્યાં,
રક્ષા કરી શ્રી મોરારી રે. ગીરધારી. ૩
ધના ભકતની ખેતી ઉપજાવી,
વીના વારી સુખકારી રે. ગીરધારી. ૪
એવા દયાળુ આનંદ દાતા,
અરજ મારી લો સ્વીકારી રે. ગીરધારી. ૫
વીશ્વનાં સંકટ સર્વ નસાડી,
ભકિત સ્થાપો જગ તારી રે. ગીરધારી. ૬
હું રામજી શરણે શીશ નામીને,
ભકિત જાચુ પ્રભુ આવારી રે. ગીરધારી. ૭

**છંદ ત્રીભંગી. ગા૦ ૬૦ મું.**

જય વિશ્વના પતિ, નિર્ગુણ ગતી, સીતાજી સતીના સ્વામી,
જય જય જગ સ્વામી, સદા ગુણ નામી, અંનત અકામી, નહીં ખામી. ૧
જય પૂર્ણ પ્રકાશી, અવધ નિવાસી, સુખ નીરાશી, અવીનાશી,
જય ભકતના દાતા, સદા સુખ શાતા, તું જન ત્રાતા સંતવાશી. ૨
જય જય સુખ દાતા, સગુણી ગણાતા, લક્ષ્મણ ભ્રાતા, માયા પતિ,
જય સંકટ હરતા, પોસણ ભરતા, આનંદ ધરતા, નાથ અતિ. ૩
જય જય અસુરારી, રામ મોરારી, માયા છે તારી, બહુ ભારી,
સ્તુતી કરૂં તારી, જેવી મતી મારી, લેજે ઉર ધારી, ઉપકારી. ૪

રઘુપતિ રાયા, કૌશલ જાયા, બ્રહ્માંડનિ કાયા, અકામ પ્રભુ,
હો ધર્મના પાયા, આનંદ રાયા, મોહનન માયા, વિશ્વ વિભુ. ૫
શ્રી સારંગ પાણી, શરણે જાણી, ઉર પ્રેમ આણી, ક્ષમા કરો,
છું હું દીન પ્રાણી, ગરીબ જાણી, સંત નીવાણી, શ્યામ ધરો. ૬

**નમું પદે ગીરજાપતિને, એ રાગ. ગાયન ૬૧ મું.**

નમું શ્રી રામ જાનકી પતિને. ટેક.
અખીલ જગના કરતા હતા, અખંડ પ્રભુ અવીનાશી,
ધનુષ ધારી, આનંદ કારી, ધન શ્રી પતિને. નમું શ્રી. ૧
જગત તણા વ્યવહાર, ઓલાની કરો સંભાળ, દીસો છો સદા દયાળ,
ભક્ત તણા છો પ્રતિપાળ, વિશ્વ દયાળુ રામચંદ્રજી, સદા રાખો આનંદે,
ધનુષ ધારી, આનંદકારી, ધન શ્રી પતિને નમું શ્રી. ૨
અકળ ગતિ તુજ હાથ, પ્રભુ મારા તું વૈકુંઠનાથ, ગરીબ તણા છો,
નાથ અનાથ, સંત તણા છો નિત સંગાથ.
સૃષ્ટી ભક્તિ માંગે તારી, પ્રભુ ચરણ સૌ વંદે, ધનુષ ધારી આનંદકારી,
ધન શ્રી પતિને. નમું શ્રી રામ જાનકી પતિને. ૩

**મુજે છોડ ચલા બનજારા, એ રાગ. ગાયન ૬૨ મું.**

જીવ શીખામણ લે માની, તારી મટે જનમની હાણી. ટેક.
જન્મ ધરી વૃથા તેં વગોયો, માયા મદમાં મોહી રહ્યો,
હજે ભક્તિ કરો તરવાની. જીવ શીખામણ લે માની. ૧
ભૂમી વિશે ભૂલ્યો તું ભક્તિ, નહી જાણ તે વિના મુક્તિ,
જરા પહોંચી છે નથી વય નાની. જીવ. ૨
તારી અવસ્થા એળે ગઇ, નારી મદમાં રહ્યો અંધ થઇ,
હવે વાત કરો ના ગુમાની. જીવ. ૩
સ્થિર નથી આ જગમાં કોય, સુખ ભક્તિ થકી જન હોય,
વિચાર કરી લે થઇ જ્ઞાની. જીવ. ૪
રામ ભજીને ભવ સુધારો, જેથી આવે ઉગરવા વારો,
જેના નામથી તરે છે પ્રાણી. જીવ. ૫
કરો સૃષ્ટી પતિ સંગ સ્નેહ, તારી પાવન થાયે દેહ,
સહાય કરે પ્રભુ દીન જાણી. જીવ. ૬
જુઓ જગતમાં જીવ અનેક, કર્તા ઇશ્વર એકના એક,
ભજો ભાવે શ્રી સારંગપાણી. જીવ. ૭

ધન દારા સહુ ખોટી માયા, તેણે અનેક નર્ક ડુબાયા,
કહે રામજી રામ ગુણ ગાની. જીવ. ૮

## દોહરા. ગા૦ ૬૩ મું.

સદા રામ આરાધવો, રહી જગતની માંહ્ય,
ઇશ અખંડ રાજી થઇ. આવી ધરશે બાંહ્ય, ૧
ભલું ચાહવું સર્વનું, ભજવા દીન દયાળ,
સુખ દુઃખ દીલ ના આણવું, સંસાર છે મોહ જાળ. ૨
શાસ્ત્ર પ્રમાણે અનુસરી, કરવાં સદા શુભ કર્મ,
સંત જનો નિત સેવીયે, રાખી કૂળનો ધર્મ. ૩
ગૌબ્રાહ્મણ પીતા ગુરૂ, વડીલ બંધુ અને માત,
આશીસ લઇએ તેમની, શ્રોતાજન સૌ ભ્રાત. ૪
જગ્ત હીતને કારણે, શોધો સદ ઉપાય,
પુણ્ય માર્ગ પંથ પેખીને, પાપ તણો ક્ષય થાય. ૫
વિવેક વરતી ચાલવું, તજવું ગર્વ અભીમાન,
ઇશ્વર સમરણ ચિતમાં, ધરવું સદા નીરવાણ. ૬
દયા દાન ને દીનતા, અંતરમાં ધરી ટેક,
રામ પ્રભુ સંભારીયે, જશ જગ વ્યાપે નેક. ૭
શીવજી ધ્યાન તેનું ધરે, ગાય તેના ગુણગાન,
તે પ્રભુ ઘડી ના વીસારીયે, તે વીણ જગ શ્મશાન. ૮
વૈકુંઠપતિ કૈલાસપતિ, અંતર નહી લગાર,
ભકત જનને તારવા, દીસે નામ રૂપ અપાર. ૯
ત્રીલોક કીર્તી તેમની, અખંડ અચળ સ્વરૂપ,
ભજો સુજન સૌ ભાવથી, રામ નામ અનુપ. ૧૦

## છપ્પા છંદ. ગા૦ ૬૪ મું.

ભક્તિ તણો જન ભાવ, સમજો સદા સુખ રાશી,
ભક્તિ તણો જન ભાવ, નાવ અખંડ અવીનાશી,
ભક્તિ તણો જન ભાવ, સંત સાધુ તેહ જાણે,
ભક્તિ તણો જન ભાવ, વેદ પુરાણ વખાણે,
ભક્તિ ભાવ અપાર અતિ, સીમા નહી સંસારમાં,
રામજી ભક્તિ પદ માંગીને, અવર વાત દીલ ધારમાં. ૧

૨

ભકિત તણો જન ભાવ, લાજ મરજાદ નવ લોપે.
ભકિત તણો જન ભાવ, ધર્મ તણું મૂળ રોપે.
ભકિત તણો જન ભાવ, સુકૃત કામ કરાવે.
ભકિત તણો જન ભાવ, માયા સ્વપને નહી આવે.
ભકિત ભાવ હોય જેહને, વ્યાધી રોગ પામે નહીં.
સુખ સંસાર સહુ ભોગવી, મોક્ષ તે વીચરે સહી. ૨

૩

ભકત જાણો નર તેહ, માબાપની સેવા કરે.
ભકત જાણો નર તેહ, કામ સારાં આચરે.
ભકત જાણો નર તેહ, ઇંદ્રીયો વશ કરી રાખે.
ભકત જાણો નર તેહ, રામ વીશ્વાસજ ભાખે.
ભકત તેહને જાણવો, ગુરૂ વચન પાળે સહીં.
સહાય તેને શ્રી શામળો, રામજી કહે સંશય નહી. ૩

૪

ભકત નર જાણો તેહ, દુઃખ જોઇ નવ દાઝે.
ભકત નર જાણો તેહ, અસંત નરથી લાજે.
ભકત નર જાણો તેહ, સરખા જીવ પ્રમાણે.
ભકત નર જાણો તેહ વિશ્વ માયા દિલ નાણે.
ભકત એવા હોય જગતમાં, તો સંસાર સુધરે ઘણો.
રામજી રામ સંભારજો, રામ કથન મુળથી ભણો. ૪

## રાગ ચોપાઇ ગાયન ૬૫ મું.

પ્રભુ ભકિત કરો જન પ્રીતે, દીન સઘળા જાય નવ નીતે.
નહીં દુઃખ સંસાર લગાર, જેને ભકિત તણો ખરો પ્યાર. ૧
ભકિત શંકર કરી અપાર, જેનો મહીમા ગવાય સંસાર,
તે સમ ભકત નથી રઘુરાઇ, ધન જન્મ જેને ભકિત ઉરલાઇ. ૨
ભકિત કરી પ્રેલ્હાદ શ્રી રામ, સહાય થયા તેને સુંદર શ્યામ,
એમ ભકિતનો મહીમા ભારે, વાલો રામ આવીને ઉગારે. ૩
બ્રહ્મા શીવ મુની ધ્યાન ધરે છે, ભકિત કરી આનંદ ઉર લે છે,
જપતપ આદિ કરે સાધન, શ્રોતા તે થકી રામ પ્રસન્ન. ૪

જશ કીરતી ભક્તિ થકી વાધે, જેહ રામના મને આરાધે,
તેનો જન્મ સફળ થયો જાણુ, રામજી ભક્તિ ઉર પ્રમાણુ. ૫
પ્રભુ પાર ઉતારશે આવી, જમ હાથથી લેશે બચાવી,
ભક્ત આધીન પ્રભુજી જાણો, તેહ સંગાથે અંતર ના જાણો. ૬

## રાગ ધનાશ્રી ગાયન ૬૬ મું.

સીતાપતિ રામ રામ અવધપતિ રામ. ટેક.
આપ પ્રકાશી અવીનાશી જગત પૂરણ કામ. સીતાપતિ ૧
રચી માયા સર્વ કાયી, સત્ય તુજ નામ.
જપત જન સહાય તારી, સંત સુખધામ. સીતાપતિ ૨
કૃપા કરી કલેશ હરો, સુંદર રઘુસ્યામ.
શરણે રાખો સદા મને, અનંત પ્રભુ અકામ. સીતાપતિ ૩
રાવણ રિપુ તુંજ કહેવાયો, દેવનાં સાર્યાં કામ,
જન્મ અનેક તું ધરનારો, ભક્તના પૂરણ કામ. સીતાપતિ ૪
તુજ કળાનો પાર નહીં, અત્યંત બળવાન,
સેવક તારા સુગ્રીવઆદિ, જેવા હનુમાન. સીતાપતિ ૫
ઇચ્છા મારી સુણજો ધારી, દીજે પ્રભુ કાન,
ભક્તિ રદય સ્થાપો સદા, જગત જનના નિધાન, સીતાપતિ ૬

## રાગ બીહાગ. ગાયન ૬૭ મું.

રામ કથા અન્ન પાન, જગત જીવ, રામ કથા અન્ન જાણુ. ટેક.
રામ કથાનો મહીમા ભારી, ધન્ય ધન્ય તેહ પ્રમાણુ. જગતજીવ ૧
લક્ષ ચોરાસી ફેરો મીટાવે, એહ શ્રી રામ ભગવાન. જગતજીવ ૨
રામ ભજનથી ભયજ મટશે, સુખ મળશે નિદાન. જગતજીવ ૩
જે ગ્રહ કથા રામની ભણે, તે ઘર નહીંજ પીશાન. જગતજીવ ૪
દેવાલય સમ જાણવું તેને, ચોકી હનુમંત નીરવાણ. જગતજીવ ૫
રામ વીમુખ કોઇ આ સંસારે, સુખી થયા નવ જાણ. જગતજીવ ૬
દશ કંધ જેવા યોદ્ધા બળીયા, નાશ પામ્યા ગયાં માન. જગતજીવ ૭
નિત્યે કથા રામ આચરવી, તજી માયા અભીમાન. જગતજીવ ૮
ભક્તિ જ્ઞાન જાણવું દીલે, હરાય મોહ અજ્ઞાન. જગતજીવ ૯
કળીમાં સાધન સુખનું જાણો, રામ કૃષ્ણ ભગવાન. જગતજીવ ૧૦
રામ સીતા રાધા કૃષ્ણ, એવા અનેક રૂપી પ્રભુ જાણ. જગતજીવ ૧૧
પૃથ્વી કેરૂં પાપજ હરવા, લઉં અવતાર નિધાન. જગતજીવ ૧૨

## રાગ દોહરા. ગાયન ૬૮ મું.

શ્રોતા વાણી સાંભળી, કરો વીવેક વીચાર,
જ્ઞાન થકી ગુણ આચરો, દુઃખ હરશે કીરતાર. ૧
વિદ્યા વિના વિવેક નહી, વૃથા ધનવીણ દાન,
તેમ રામ ભક્તિ વીના, દેહ વૃથા તુજ જાણ. ૨
રાગ વીના ગાયન વૃથા, વૃથા બલહીન શીસ,
વૃથા જન્મ જન જાણવો, ઘડી ન ભજ્યા જગદીશ. ૩
અવસર વીણ વચન વૃથા, નીતી વીણ વૃથા નરેશ,
રામ ભક્તિ વીના વૃથા, માનવી જન્મ હમેશ. ૪
દીવસ વીશે તારા વૃથા, દીપક વૃથા વીણ રાત,
તેમજ રામ ભક્તિ વીના, જાણો જન્મ દીન રાત. ૫
શ્રોતા વિનતિ સર્વને, ભજો સહુ બાળ ગોપાળ,
સાચી ભક્તિ વૃદ્ધિ કરો, સમરો સરજનહાર. ૬
પરમાનંદ પ્રભુમા હરો, સદાય દીન દયાળ,
રામજી ઉર આનંદ છે, રામ નામ રખવાળ. ૭

## હનુમાન સ્તુતિ, ત્રીભંગી છંદ. ગાયન ૬૯ મું.

જય જય હનુમાના, અતિ બલ ધામા, અનંત અકામા સુખદાતા.
જય સંકટ તારણ, અસુર વિદારણ, પ્રભુજી કારણ, ગુણ જ્ઞાતા. ૧
વજ્ર રતન ધારી, લંકપર જાળી, અસુર જન મારી, કામ કીયો,
સીતા સુધ લીધી, આનંદ ગુણ નિધી, મુદ્રીકા દીધી, ગાન કીયો. ૨
છે રામ ભક્ત મોટા, વજર કછોટા, નથી કાંઇ છોટા, બજરંગી,
હું કરૂં તુજ સેવા, સુખથી રહેવા, રામ નામ કહેવા, દીલરંગી. ૩
ભવ સીંધુ તારો, દુઃખ નીવારો, ભક્ત સંભારો, પ્રાણપતિ,
ભક્તિ મુજ આપો, અવીચળ સ્થાપો, દોષ સર્વના કાપો, આનંદથી. ૪
મુજ ગરીબ જાણી, દીલ પ્રેમ આણી, સકળ ગુણખાની, રક્ષા કરો,
રામજી દીલ વાણી. ભક્તિ વખાણી, સદા સુખ ખાની, ત્રાસ હરો. ૫

## રાગ ચોપાઇ. ગાયન ૭૦ મું.

વીર હનુમાન મહા બળવંતા, જ્ઞાન બુદ્ધીબળ તેજ અનંતા,
સદા રામ ભક્ત ભય હારી, રામ નામ વીણ નહીં વ્રત ધારી. ૧
રામ કાજમાં સદા ચાતુર, ભજો શ્રોતા જેથી વાધે નુર,
હનુમાન કપી છે બ્રહ્માચારી, જેને શીર છે અવધ બિહારી. ૨

સંત જન કરો નીત્યજ સેવા, પ્રભુ નામ તે વીધ વીધ મેવા,
ભક્તિ થકી જન્મ સફળ થાય, પાપ પુંજ તે દૂર પળાય. ૩
પ્રભુ ભજન ઘડી ના વીસારો, રામ નામ તણું ધ્યાન ધારો,
તેથી લાજ ઠારતી જગ થાશે, કામ ક્રોધ દોષ સહુ જાશે. ૪

## રાગ ધનાશ્રી. ગા૦ ૭૧ મું.

સુણો ભાઇ સાચી વાત, ભજો રઘુરાઇ. ટેક.
ભજો રઘુરાઇ સદા, સેવો સુખદાઇ. સુણો—ટેક.
અખીલ દાતા જન ત્રાતા, જનક જમાઇ,
એ છે પરિબ્રહ્મ પ્રભુ, અધિક મહીમાઇ. સુણો—૧
માયા રહિત જન્મ રહિત, જન્મ અનાદિ ધરે,
સુર જનોની સહાયતાએ, પૃથ્વી ભાર હરે. સુણો—૨
સર્વે પ્રાણી પાળે પોતે, ધર્મ વ્રત ધારે,
ભક્ત તણી ભાળજ લઇ, દુષ્ટને સંહારે. સુણો—૩
અકળ ગતિ એહ તણી, કરતા તેહ જાણો,
ભક્તિ કરી ભવજ તરો, સંશય નવ પ્રમાણો. સુણો—૪
પુન્ય કરી પાપ હરો, હરો મોહ અજ્ઞાન,
રામ નામ સેવા કરો, આનંદ સુખ નિશાન. સુણો—૫

## રાગ દોહરો. ગા૦ ૭૨ મું.

ભક્તિ કરો સજન સહુ, રાખો દીલ આનંદ,
આચરણુ રૂડાં આચરો, તજી મોહ માયા ફંદ. ૧
હરી કૃત માયા દોષ જેહ, હરી ભજ્યા વીણુ ન જાય,
આશ્ચર્ય નવ આણીયે, રામ વીના કો સહાય. ૨
વિના ભરોસ ભક્તિ નહી, તે વીણુ નહીં જગ જ્ઞાન,
જ્ઞાન વિના મુક્તિ નહી, નહી સ્વપને વિશ્રામ. ૩
ગુરૂ વીના ઉપદેશ નહી, તે વીણુ મોહ ન જાય,
પણુ ગુરૂ હોયે પાધરો, તો જગ શાંન્તિજ થાય. ૪
ગુરૂ જગતમાં છે ઘણા, સ્વારથી સરવે જાણુ,
મન પોતાનું રીઝવે, શીષ્યના કરે વખાણુ. ૫
માટે ખરો દીલ ધારવો, ગુરૂ ગુણુ આધાર,
જેથકી જન્મજ સુધરે, સંશયના રહે લગાર. ૬

રામ વીના જગ કામ નહી, જુઓ તપાસી વીવેક,
ધર્મનાં કામ અતિ કરે, એવા દયાળુ છે નેક. ૭
તેને ભજીએ ભાવથી, અંતર રહી હુલાસ,
શુદ્ધ જ્ઞાન દીલ ધારીયે, જેથી રીઝે અવિનાશ. ૮
રામજી ભકત શ્રી રામનો, કહે મધુરી વાણ,
ભજન પ્રભુનું ભાખજો, શ્રોતા અમૃત ખાણ. ૯

## પ્રભુ સ્તુતિ રાગ સુણો ચતુર સુજાણ. ગા૦ ૭૩ મું.

મારા પ્રભુ પ્યારા દીનની વિનતી તમે સ્વીકારશો ટેક.
મુજ રંક તણી વાત ઉલટ ધરી મન આણશો. મારા
આ જગત જીવ સહુ તુજ થકી, મોહ માયા તણો ભંડાર અતિ.
તુજ સમાન દયાળુ કોય નથી, મારા પ્રભુ પ્યારા. ૧
પ્રભુ રિધીસિધીની વૃદ્ધિ કરો, રંક પ્રાણી તણાં જે દુઃખ હરો.
મુજ અરજી દીનની ચિત ધરો, મારા પ્રભુ પ્યારા. ૨
આ વિશ્વ માયા છે અતિ ભારી, આપો જ્ઞાન બુદ્ધી આનંદકારી.
પ્રભુ શરણે રાખો સદા સુખકારી, મારા પ્રભુ પ્યારા. ૩
કાલાવાલા કરૂં હું તુજ કને, પ્રભુ સહાય કરો જન સરવને.
હર ધ્યાન ધરે રઘુવીર ભણી, મારા પ્રભુ પ્યારા. ૪
કળી સમય છે કૃર કર્મ તણો, તેના પાખંડ મનને આવી હણો.
વૈકુંઠવાસી આવી તમે વારે ચઢો, મારા પ્રભુ પ્યારા. ૫

## લલીત છંદ. ગાયન ૭૪ મું.

અરે પ્રભુ પતિ નાથ શ્રીપતિ, તુજ સમાન આ જગત કોનથી,
સ્વપન તુલ્ય આ જગત લોક છે, ભકિત જ્ઞાન વીના સદાય શોક છે. ૧
તુજ માયા તણી ભાન નહી મને, ઉગારો પ્રભુ આવી સર્વને,
અચળ નામ છે જગત તાહરૂં, કષ્ટ કાપજો કૃપાળુ માહરૂં. ૨
સંસાર સર્વદા મોહમાં અતિ, સુખી કરો પ્રભુ આપો શાન્તી,
તાત તુંજને કહું પ્રેમથી ભજું, કઠોર પંથનાં કામના સજું. ૩
મતી આપજો સદા સુપંથની, રદય વાત છે સીતા કંથની,
જગત હીતને કારણે પ્રભુ, જરૂર જનની સહાય થા વિભુ. ૪
પાપ પુંજના બોજને હરો, દુઃખી લોકના દુઃખને હરો,
ગુણ નિધી પ્રભુ આશ સર્વેની, તુજ આધાર છે અજખ ખર્વની. ૫

પૂરી પાડજો નાથજી તમે, સદાય વિનતી કરીએ અમે,
ક્લેશ સર્વેનાં શ્રી પ્રભુ હરો, રામની વીનતી ધ્યાનમાં ધરો.

## શીખરણી છંદ. ગાયન ૭૫ મું.

સુણો જગપતિ કૃપા કરો, પ્રભુ દીન મણી,
વાત કહું કથી, વીનવું પ્રીતે પ્રભૂ ધણી. ૧
રક્ષણ કર્તા ઇશ, ભલુ કરો સર્વ જીવ તણું,
કહું નામી શીશ, સુમાતજન દેજોને દસ ગણું. ૨
પ્રભુ માયા તારી, બ્રહ્માંડ સર્વ વ્યાપી રહી,
કહે કો વીસતારી, પાર ન પામે કોઇ વિસહી. ૩
આનંદ વધારો, વિશ્વ મહી પ્રભુ કૃપા કરી,
શોક સૌ નિવારો, ભક્તિ સદા સોંપો હરી. ૪
ઇચ્છા છે મુજ એવી, જ્ઞાન દયા પ્રભુ આપજો,
કૃપા કરજો તેવી, ભકિત સર્વ સ્થળ સ્થાપજો. ૫

## શ્રી જગતપતિ આપો સન્મતિ. એ રાગ. ગાયન ૭૬ મું.

હો પ્રભુ ધણી, જગ નામ છે માનો,
ગતિ અપાર તારી પ્રભુ, જાય નહી ગણી. હો પ્રભુ ટેક.
વિશ્વ તણા છો સુખદાતા, સદા સંત કૃપાળ,
અનેક જગમાં નામ ધરાવ્યાં, અવધના ભૂપાળ. હો પ્રભુ, ૧
હૃદય વસો સેવકના સંગી, રામચંદ્ર ભગવાન,
ભક્ત જનની પીડ મટાડો, દયાનીધી નિધાન. હો પ્રભુ ૨
સમરણ સદા તારું કરીયે, માગુ બુદ્ધિ ઇશ.
આશ પૂરજો ઇશ્વર મારા, શ્યામ પ્રભુ જુગદીશ. હો પ્રભુ ૩
લીલા તારી છે બહુ ન્યારી, રૂપ ગુણના ભંડાર,
ભક્તિ આપો ને સુખકારી, સદાય સરજનહાર. હો પ્રભુ ૪
નીશ દીન સમરણ ચિતમાં રહે, કૃપા કરો નિરધાર,
એજ નિતી જ્ઞાનજ માંગુ, રામ છો જુગદાધાર. હો પ્રભુ ૫

## દોહરો.

ઇશ જગત વ્યાપી રહ્યો, શુભ રૂપ પ્રકાશ.
સજ્જન જનો ચિતમાં, રાખો નામ હુલાસ. ૧

## પરોપકારી. મોતીદામ છંદ. ગાયન ૭૭ મું.

જન વિશ્વ મહીં રામનામ ધરો, ગુણગાન પ્રભુ તણાં નિત્ય કરો,
યશ પામશો વિજય નામ થકી, કહું વાત ખરેખર આજ કથી. ૧
નર જન્મ ધરી જેણે રામ ભજ્યા, વળી અવગુણ તણાં અંબાર તજ્યા,
તેને સંત વખાણે આ સૃષ્ટિ મહીં, જેની ભક્તિ અવિચળ વ્યાપી રહી. ૨
પર સ્વારથમાં જન શૂરા રહો, કરી ધર્મ શ્રી રામનું નામ કહો.
પ્રભુ પૂરે મનોરથ જાણો સહી, પાપ પૂર્વ તણાં તેહ જાશે વહી. ૩
કહે રામજી રામ ભજો નીરધાર, સર્વ શાસ્ત્ર તણો સાર ભક્તિજ ધાર,
મળે ભક્તિ થકી મુક્તી નીરવાણ, કહે સંત તણા જન સંત મહાન. ૪
વીણ ભક્તિ જન સહુ જાણો પશુ, જ્ઞાન ગુણ નહી દીલમાંહી કશું.
એવા જન જગતમાં દેહ ધરે, કહો જમ દ્વારે તેહ શું ઉગરે. ૫
ફરી મનખો મળવો છેજ કઠીન, નર ગુમાવે જે નર ભક્તિજ હીણ.
માટે સેવો સદા સંત સાધુ સુજાણ, ભવ સિંધુ તરવાને એહ પ્રમાણ. ૬

## હરી ગીત છંદ. ગાયન ૭૮ મું.

શ્રી રામ નામ અસલ અનાદિ, આનંદ સુખનું ધામ છે,
જાણો જગતના જન સરવે, રામ અખંડ અકામ છે,
ધરી ટેક અંતર ધ્યાન લાવી, ભક્તિ શ્રોતાજન કરો,
જેમ વાધે જગમાં જશ સદા, નિતી પ્રીતી તે આચરો. ૧
પ્રભુ નિર્ગુણ માયા બ્રાહ્મ જાણી, સચ્ચિદાનંદ સેવીયે,
જેથી સુખ વ્યાપે સૃષ્ટી વિશે, માયા મોહના ધારીયે,
દીલ ધીરજ ધારી મન વીચારી, સંચરો પ્રભુના ધ્યાનમાં.
મદમાન તજી લો રામ ભજી, વાત ધરો મુજ કાનમાં. ૨
સુણો શીખ સારી સુખકારી, સમરણ કરો સીતા રામનું,
નહીં મોક્ષ જગમાં તેહ વીના, વીણ ભજન સુખ શા કામનું,
જેમ લોભીને મન ધનજ પ્રીય, કામ વશ જગમાં કામની,
તેમજ ભક્તિ સદાય કરવી, તજી અજ્ઞાન દેહ દામની. ૩
છે માયા વૃથા દારા જોરૂ, સર્વ વ્યર્થ નર જાણજો,
વિશ્વપતિ પ્રભુ છે દયાળુ, જ્ઞાન રદય નિત આણજો,
હરે કષ્ટ પીડા સૃષ્ટી તણી, સુખ આપે ધણી શામળો,
નહી સંશય કદા દીલમાં ધારો, સંત સમાગમ જઇ મળો. ૪

કહે રામજી રામ ભજન કરૂં, કુંડુ સુખ સંસારનું,
જન ભજો રામ નામ અવીચળ, સુકૃત થાયે તાહરૂં,
વિના રામ જગમાં કો અવીચળ, નાશવંત સહુ જાણજો,
માયા ફંદ છોડી પ્રીત જોડી, રામ નામ પ્રમાણજો. ૫

**દોહરા. ગા૦ ૭૯ મું.**

જન મન રંજન પુસ્તક, વાંચો સઘળા જન,
રામ નામ ભજન કરી, દેહ કરો પાવન. ૧
રોગ શોક વ્યાધી હરો, હરાય મોહ જંજાલ,
સર્વ સાધન રામ ભજો, જીવ ઉતરે ભવપાર. ૨
ચતુર વેદ ખટ શાસ્ત્રમાં, ખરો સારજ એહ,
તન મન ધન ને ધ્યાનથી, ધરો રામ નામ સ્નેહ. ૩
સુખી થવા સંસારમાં, અવીચળ પદવી રામ,
સજ્જન સુણો ચિતથી, તે થકી સીધ સહુ કામ. ૪
હું વિનય કરૂં શ્રી રામને, ચરણે નમાવું શીશ,
પ્રગટ કરૂં આ પુસ્તક, સહાય થજો જગદીશ. ૫
કવી કર્મ જાણું નહીં, નહીં પીંગળ મુજ જ્ઞાન,
ફકત જન હીત કારણે, ધરજો શ્રોતા ધ્યાન. ૬
અક્ષર માત્રા મેળ નહી, નવ તેની વાતજ ચિત,
રામ ગુણ મહીમા થકી, મનથી વધારી પ્રીત. ૭
શ્રોતા વાંચી સમજજો, મુજના દેશો ખોડ,
ભૂલ ચુક મનના આણજો, કરતા શ્રી રણછોડ. ૮
હું સેવક સીતારામનો, ભકિત કરવા સાર.
ગ્રંથ આરંભ આનંદથી, કર્યો પ્રભુ વીસ્તાર. ૯
જન્મ ભૂમી વલસાડની, વિદેશ મુંબઇ જાણ,
સહાય ધણી શ્રી શામળો, પ્રખ્યાત નામ પ્રમાણ. ૧૦
વંચક વિનતિ માહરી, ભકિત કરો નર નાર,
નિયમ પાઠના નેમથી, રામ ઘડી ના વીસાર. ૧૧
આ કળી માયા દુષ્ટ છે, પ્રભુ નામ પુષ્ટજ જાણ,
ભવસાગરથી તારશે, ભકિત થકી નીરવાણ. ૧૨
દેહ ફરી નહીં આવશે, મનુષ્ય જન્મ અવતાર,
પ્રાણ તણું પ્રમાણ નહી, એહ કર્મ તણા દાતાર. ૧૩

અગમ વાતજ જાણીને, ભજો નીરંતર રામ,
તે થકી પ્રાણીજ ઉગરે, અવર નહી કો ધામ. ૧૪
ચિતમાં ચેતી ચાલજો, રામ નામ આધાર,
પાપ સઘળાં પરજળે, રીઝે જગત કરતાર. ૧૫

## ભૂજગી છંદ. ગાયન ૮૦ મું.

જુઓ જગતની જાળમાં કાળ કોપે, કહો માનવી તેહને કોણ સોપે.
નહીં છોડશે જીવ જાશે જરૂર.
ભજો રામને કામથી રહી દુર. ૧
નીર ગંજવા સમ સંસાર જાણો.
કહું સત્ય વાતચિત માંહી પ્રમાણો.

કરો સંગત સંતની શુદ્ધ મૂળ ભજો રામને કામથી રહી દૂર. ૨
દયા દાનને દીનતા ધર્મ રાખો, કરો ભકિત સૌ સરૂીનો સ્વાદ ચાખો.
આ દેહનો નેહ અંતેજ ધુળ, ભજો રામને કામથી રહી દૂર. ૩
કળી કાળની જાળથીજ સંભાળો, મદ માન ને મમતા મન નાણો.
કરો ભકિત સદા તજી કર્મ કુર, ભજો રામને કામથી રહી દૂર. ૪
ગતી ઇશની વિશ્વમાં કોણ જાણે, હોય અંધ તે નેત્રને કયાં નિહાળે.
નજો ષંડ સરવે સજજનો ચતુર, ભજો રામને કામથી રહી દૂર. ૫

## ૨

સગાં સર્વ તે સ્વારથી વાત જાણો, નહીં જગતમાં અવિચળ રંકરાણો.
વિના રામકો કામ નહીંજ હાલો, સહુ ભકિતના પંથની ચાલ ચાલો. ૧
પીતા માત મીત્ર વળી બંધુ દારા, સુત સેવક નિશ્ચય કોન ધારા.
તમે સંત સેવા તણો સ્નેહ ભાળો, સહુ ભકિતના પંથની ચાલ ચાલો. ૨
શીર ઘાત છે નિશ્ચે મરણ તણી ગુમાઇ જશે હાથ થકીજ મણી.
નહી મળશે મોક્ષનો પંથ અધાળો, સહુ ભકિતના પંથની ચાલ ચાલો. ૩
માયા જોઇને મોહને કેમ ભાળો, પ્રભુ ભકિત વીના નહીં કાંઇ ધારો.
સદા ટેક ઇશ્વર તણી એક ઝાલો, સહુ ભકિતના પંથની ચાલ ચાલો. ૪
દયાળુ• પ્રભુ પ્રીતથી નીત પાળે, જેહ સેવક તેહને નેહ કરી નિહાળે.
એવો દીન દાતાર છે વિશ્વવાળો સહુ ભકિતના પંથની ચાલ ચાલો. ૫

## રૂચીરા છંદ. ગાયન ૮૨ મું.

જીવતર તારૂં સફળ કરી લે, દેહ ફરી નહીં મળશે રે,
જોબન જાશે ઝટપટ થતું, જરા વિપત સહુ ભળશે રે, ૧
ભળશે ત્યારે ભાનજ ભુલી ગાંડો થઇ તું ગણાશે રે.
સગાં તારાં તે ચેષ્ટાજ કરશે. કરશે ઘણેરી રીસ રે. ૨
અંતે મરણ કાગળ આવે, નહીં આવે કો આડુ રે,
સગાં કુટુંબ તે સ્વારથ સાંધે, તે નહીં ખરચ્યું ખાધું રે, ૩
ઠાલા હાથે ડાલું જવું, રહેવું નથી જાણ નકી રે,
સમજી સીતા રમણ ભજી લે, વાત કહું છું પકડી રે. ૪
રામ ભજનમાં ચિત લગાડો, વિષય મોહ વિસારી રે.
એકાંત બેસી ઇશ્વર સમરો, થશે સહાય તે તારી રે, ૫
સત્યની કથા ચિતમાં લઇને, રામ નામ ગુણ ગાઇએ રે,
ભવસાગરનો પારજ આવે, પાપી તે પાવન થઈએ રે. ૬
અમુલ્ય સમય સંભાળી લેજો, ભક્તિ ઉરમાં ધરી વહાલ,
હરી સંગાથે હેત વધારી, ભજવા ભાવે શ્રી દયાળ, ૭
ભક્ત આધીન છે ગીરધારી, અખીલ જગત ભય હારી રે,
કહે રામજી રામ વીના ભય, કોણ મુકાવે સંસારી રે, ૮

## આરતી. ગાયન ૮૩ મું.

જય શ્રી રઘુરાય, પ્રભુ જય શ્રી રઘુરાય, ટેક.
અખંડ નામ તમારૂં, સેવક જન ગાય. જય શ્રી રઘુરાય ટેક.
તુંજ મહીમા અપાર, સચ્ચીદાનંદ સ્વામી,
દુષણ સર્વનાં હરજો, પ્રભુ અંતર જામી. જય શ્રી ૧
દશરથ નંદન નરેશ, અવધપતિ પ્યારા,
સેવક જન તે શરણે, નહીં કદી ન્યારા. જય શ્રી ૨
અજીત રૂપ પરી બ્રહ્મ, ભક્તી આપો મુજને,
જ્ઞાન બુદ્ધી નિત માંગું, સંભારી તુજને. જય શ્રી ૩
ભક્ત દુ:ખ ભંજન હાર, રામ શ્રી રઘુરાય,
નામ જપે જન તાહરું, જન્મ સફળ થાય. જય શ્રી ૪
લક્ષ્મણ કેરા ભ્રાત, ચર અચર સ્વામી,
ગુણ ગાઉ છું હું તારાં, રામજી શીર નામી. જય શ્રી ૫

## શ્રી હનુમાનજીની આરતી. ગાયન ૮૪ મું.

જય કપી બળવંતા, જય કપી બળવંતા,
અંજની પુત્ર મહા શૂરા, નામ શ્રી હનુમંતા. જય કપી બળવંતા ટેક.
તુજ પ્રતાપ અપાર, ત્રીભુવન જશ ભારી,
અસુર તણો ક્ષય કરતા, આનંદ બ્રહ્મચારી. જય કપી ૧
રામ ભક્ત મહા ધીર, છો સુખના દાતા,
નામ રામનું રૂદીયે, ધન્ય સંકટ હરતા. જય કપી ૨
જન્મ ધર્યો જેણી વાર, પ્રાક્રમ પ્રોઢ કીધું,
પવન પીતાને ભાવ્યા, સુર સકળ વર લીધું. જય કપી ૩
ગઢ લંકામાં જઇ, સીતાની શુદ્ધ લાવ્યા,
રામ ભક્તિ ઉર રાખી, આનંદથી આવ્યા. જય કપી ૪
રક્ષા કરો બજરંગ, સહાય કરો મુજને,
શીશ નમાવું હું સદા, નમન કરી તુજને. જય કપી ૫

### રાગ ધોળ તુ તો રામ રટણકર રંગમાં એ રાગ.

સૌ રામ ભજન કરો નેહથી, જેથી ટળે ત્રીવીધના તાપ
મટે રે સંતાપ, ઇશ્વર આશા પૂરસે. ટેક. ૧
રામ નામ અખંડ અનુપ છે, વિશ્વ તણો છે એક આધાર,
સંશય ના લગાર, ઇશ્વર આશા પુરસે. ૨
પ્રભુ ભક્તિ થકીજ પ્રસન છે, કરી જાણે કો સંત મહંત,
સહાય સીતા કંથ, ઇશ્વર આશા. ૩
ભક્તિ મારગ સત પ્રમાણીયે, આચરીયે શુભાશુભ કર્મ,
રાખી નીજ ધર્મ, ઇશ્વર આશા. ૪
કહે રામજી રામ નહીં વેગળો, રહે છે ભક્ત તણે ઉરવાસ,
જેને વીશવાસ, ઇશ્વર આશા. ૫
નથી દેહ અખંડ રહેવાની, રાખો ઇશતણું સદા ધ્યાન,
તજીને ગુમાન, ઇશ્વર આશા. ૬



# ગૌ મહીમા.



## અથ શ્રી કામધેનુ માતા વીશે સર્વને શીખ.

### રાગ પ્રભાત.

રક્ષણ કરજો જન સૃષ્ટીના, ગાય માતનું પ્રીતે,
સુખ સંપદા સૌ પામશો, જ્ઞાન ધરજો ચિત્તે. રક્ષણ. ૧

જગત જનુની જાણજો, સુખ સૃષ્ટીનું કહાવે,
વાછરડા તેના નીપજે, ખેતી ધાન્ય ઉપજાવે. રક્ષણ ૨

સુખ સામગ્રી સર્વની, વિધી પૂર્વક જાણો,
હેતે પાળો સહુ ગાયને, દિલ ધર્મ પ્રમાણો. રક્ષણ. ૩

જતન કરી વળી જાળવી, સેવા ગાયની કરવી,
જીવન સર્વનું જાણજો, પીડા તેહની હરવી. રક્ષણ. ૪

દયા ધરમ ઉર રાખજો, ધન વાવરજો સદા,
ટેક ધરી પ્રભુ પ્રેમની, ગુણ વીસરશો ન કદા. રક્ષણ. ૫

શકિત પ્રમાણે સજજનો પ્રાણી રક્ષા કરજો,
રામજી રામ ગુણ સમરી, સેવા સંત વિચરજો. રક્ષણ. ૬

## રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે એ રાગ ગાયન ૨ જું.

ગવરી ગાય જાણો ગુણ વાળી રે, રાતી ધોળી અને કોઈ કાળી રે,
દુધ ઉતમ આપે એ અધાળી, વિશ્વજનો વીનતી ઉર ધરજો રે.
દહીં માખણ ધૃતની દેનારી રે, સેવા થકી સંકટ હરનારી રે,
અંતે મોક્ષ મારગ નીએ બારી, વિશ્વજનો. ૧
પશુ જાત પણ પવીત્ર ગણાય રે, અનંત જાણો જનો મહીમાય રે
ગાય સેવા થકી સુખ થાય, વિશ્વજનો. ૨
જેના વાછરડા દીસે રૂડા રે, બળવાન સુખ નિધાન શરા રે
તેના હરજો વિપત હાલહુરા વિશ્વજનો, ૩
જગત સર્વનું હીત પ્રમાણી રે, સેવો ગાય માત સમજાણી રે.
થશે સહાય પ્રભુ સારંગ પાણી વિશ્વજનો. ૪
સુકૃત કાર્યમાં ચિતડું રાખી રે, ગાય સેવજો ઇશ્વર સાખીં રે.
જેથી રીઝશે પ્રભુ અભી લાખી, વિશ્વજનો. ૫
ગાય સેવા અતી ઉપકારી રે, પાપ નાશક ભય હરનારી રે.
વળી સહાય કરે શ્રી મોરારી. વિશ્વજનો. ૬

## મોહલે પધારો મહારાજ એ રાગ ગાયન ૩ જું.

સહુ સાંભળો સજ્જનો સાર, શ્રોતા જગ કીર્તિ પામો.
થાય વિશ્વ તણો આધાર, પીડા આદી સંકટ વામો. સહુ. ટેક.
ગૌ બ્રાહ્મણ સેવા કરી. કરો શુભાશુભ કર્મ.
ભકિત કરો ભગવંતની, કુળ આચારનો શોધી ધર્મ. શ્રોતા. ૧
ગાય રંક ગરીબ છે. પશુ જાત સુજાત.
સેવા કરીને સ્નેહથી, વાધે જશ જગ થાઓ પ્રખ્યાત. શ્રોતા. ૨
મદ મત્સર અજ્ઞાન તજી, સજો પ્રભુ ગુણ ગાન.
પાલણ કરો ગૌમાતનું, મળે પદ અવીચળ નીરવાણ. શ્રોતા. ૩
સર્વોત્તમ શ્રી ગાય છે, સરીતા ગંગા જાણ.
વિશ્વ વીશે જેમ બ્રાહ્મણ, ગાય માત પણ તેહ સમાન. શ્રોતા. ૪
ગાય માતના પ્રતાપથી, સુખી સદા સંસાર,
અવદશા જાયે દેશની જન વૃદ્ધી પામે વિસ્તાર. શ્રોતા. ૫
સજ્જન વાત વીવેકની, ધરો અંતરમાં જ્ઞાન,
રામ નામ વહોરત કરો, જેથી જગતમાં વધશે માન. શ્રોતા ૬

### આરા આવો શીવશંકર ભોળા એ રાગ ગાયન ૪ થું.

હિંદી ભાઈઓ હેત ધરો હૈયે, વધુ તમોને હમો શું કહીયે,
સુખ દુઃખ કર્મ ફળ લઈએ, હિંદી ભાઈઓ હેત ધરો હયે. ટેક.
જુઓ ગાય દયા દીલ ધારો, સુખ આપો ખતરાવી ચારો,
જગત કલેશ કુસંપ નહી સારો, હિંદી ભાઈઓ. ૧
દુધવાળી ગુણવાળી ગાય, પશુ જાતિ ઉત્તમ ગણાય,
અનંત ગુણ ગાયનો ગવાય, હિંદી ભાઈઓ. ૨
વિશ્વમાંહી વ્યાસ ગુણ એના, બળદ થાય બળવંત જેના,
પુજ્ય યોગ ચરણ છે તેના, હિંદી ભાઈઓ. ૩
ધન ધાન્ય ઉત્પતિ તેહ થકી, તેહ સમ ઉપકારી કોય નથી,
પ્રભુ પ્રીતે પાળો સહુ આનંદથી, હિંદી ભાઈઓ. ૪
પાલણ કરો રંક જાતિ જાણી, દુધ યશ ગાયના વખાણી,
કહે રામજી મધુરી વાણી, હિંદી ભાઈઓ ૫

### પઢોરે પોપટ રાજા રામના. એ રાહ ગાયન ૫ મું.

સુણો સજન સહુ વાત આ, રાખો દીલમાં પ્રીત,
રામ તણા ગુણ ગાઈને, હરો શંકા થઈ શીત. સુણો—ટેક.
સમય સોના તુલ જાય છે, તેહ ફરી ના સાંપડશે,
રત્ન સરીખો આ દેહ જેહ, તેનો પત્તો નહીં મળશે. સુણો—૧
તપાસો જન સહુ તત્વને, કરો પ્રભુ સાથ પ્રીતી,
સંસાર વિશયના ફંદને, તજી ઈંદ્રીયો જીતી. સુણો—૨
રામ રટણ નીશ દીન કરો, જેથી હરાશે હાણ,
પ્રભુ તે પાર ઉતારશે, જગતાણું એ નીશાન. સુણો—૩
અનંત માયા તે તણી, જાણો સરવે જન,
તેમાં જીવ આવીને રહ્યો, લોભ થકી પ્રસન્ન. સુણો—૪
લોભ થકી જીવ વશ થયો, નામ ભુલ્યો રામ તણું,
અંતે દુઃખી થઈને દુઃખીયો, કષ્ટ પામીયો ઘણું. સુણો—૫
દ્રષ્ટાંત અપાર છે એવાં જગ, સાચું રામ નામ જાણો,
સંસાર સ્વપ્ન સમાન છે, રામજી વચન પ્રમાણો. સુણો—૬

### અથ દોહરા. ગાયન ૬ ઠું.

સંસાર શું આચરવું, ધરવું કોનું ધ્યાન,
કહો જનો આ જગતમાં, શાથી વધશે માન. ૧

આચરવાસુ પંથને, ઇશનું ધરવું ધ્યાન,
તે થકી જાણો જગતમાં વધે માન સન્માન. ૧

૨

ઇશ જગતમાં કયાં રહે, કયાં હોય તેનો વાસ,
કહો વિચારી પ્રશ્નજ, રીઝે શ્રી અવીનાશ. ૨
ભક્ત ઉર ઇશ્વર રહે, સર્વે સ્થળ છે વાસ,
જેવી જેની ધારણા, પૂરે પ્રભુ આશ. ૨

૩

રાખવું શું સંસારમાં, શેનો કરવો ત્યાગ,
કહો ચતુર સજ્જનો, પ્રભુ ભજવાનો લાગ. ૩
દયા ધરમ સત રાખવું, રાખવી પ્રાની લાજ,
છળ પ્રપંચ નિંદા તજો, મળે ભજનનો લાગ. ૩

૪

મુઆ જીવતા જગતમાં, જીવતા મુઆ તે શુંય,
પ્રશ્ન વીચારો પ્રેમથી, વીચારૂં મનમાં હુંય. ૪
મુઆ પાછળ હોય કીરતી, જીવતા તેહ પ્રમાણ.
અપકીર્તી જેની જગતમાં, તે જીવતા મુઆ સમાન. ૪

૫

અમર કોણ પૃથ્વી મહીં. જુગમાં જાહેર નામ,
કામ ક્રોધ શાથી તજે. જીવ લહે વીસરામ. ૫
અમર નામ શ્રી રામનું, પ્રસીધ નામ પ્રમાણ,
ફંદ અનેક તેથી તજે, જીવ તરે નીરવાણ. ૫

૬

દૂધ દીસે છે નિર્મળ, તેથી નિર્મળ જોહ,
કહો પ્રશ્નનો ઉત્તર, ભાંગી મન સંદેહ. ૬
જગ જશ જેનો વ્યાપી રહ્યો. કીર્તી સર્વે સ્થાન,
નિર્મળ જાણો દૂધથી સંદેહ નવ મન આણ. ૬

૭

સુખ ગણવું સંસારમાં, ઉતમ વાત કંઇ એક,
કોને પંથે ચાલવું, કોણ એક અનેક. ૭
ભક્તિ સુખ સમ એક નહીં, ઉતમ જ્ઞાન વીવેક,
સંત પંથમાં ચાલીયે, રામ નામ એક અનેક. ૭

૯

સંસાર સાગર તરવા, ભક્તી હ્રદય પ્રમાણ,
ધ્યાન ધરો હરી ભક્ત જન, સુખ ઉપજે નીર્વાણ. ૮
રામ જુદા નહી ધારશો, છે સહુના ઘટમાંહ્ય,
પ્રાલબ્ધ વીન દીસે નહી, ક્યાંથી પકડે બાંહ્ય. ૯
આત્મા ઇશ તે એક છે, જુદા નહીં લગાર.
આત્મા ભાન ભુલી ગયો, સંસાર લઇ અવતાર. ૧૦
માટે શ્રોતા માનજો, ઇશ અખંડ અવીનાશ.
રામજી હ્રદય ના વીસરો, પ્રભુજી પુરે આશ. ૧૧
રામજી રામને સમરીયે, વચન વૃથા નવ જાય.
લોભ મોહ ના પ્રસરો, થશે રઘુવીર સહાય. ૧૨
રામ કૃપાળુ અજીત છે, સુખ શાંન્તી દાતાર,
ભક્તિ થકી તે રીઝશે, ભજો બાલ ગોપાળ. ૧૩
રામ નામ સોહામણું, અમૂલ રત્નની ખાણ.
સંત ખોળે તેહને, ભવ તરે નીરવાણ. ૧૪
રામ નામ હ્રદયે ધરો, ધરી તન મનમાં ધાર.
ટેક પ્રભુની પાળવી, મટે જનમની પીડ. ૧૫
જનમ ધર્યો આ જગતમાં, રામ ભજ્યા પ્રમાણ,
અવર વૃથા નર અવતર્યા, ભજન હીણ મૃતક સમાન. ૧૬
દીલમાં દયા રાખીયે, કદી ના ધરીયે રોષ,
પાપ ટાળે પ્રભુ દીન મણી, મટાડે કર્મના દોષ. ૧૭
વેપાર કરો જન ચતુર ગણો, રામ નામ અપાર,
ખૂટે ખજાનો નહી કદી, સંશય નહી લગાર. ૧૮
વપરાસે વૃદ્ધી કરે, હરે જનમના દોષ,
સદા ભજો શ્રીરામને, રામજી મન સંતોષ. ૧૯
જગ જીવ છે અનેક બહુ, મત તેહના અનેક,
રામ મત તો એકજ, તન મન ધનથી ટેક. ૨૦
રામ વીના કામ જગતમાં, જન સુખ નહી લગાર,
બકવું અવર તે વ્યર્થ છે, સીતા રામ સંભાર. ૨૧
ગુણ અનંત શ્રીરામના, કો પાવે વીસનાર,
સાર સર્વ શાસ્ત્ર તણો, રામ નામ નિરધાર. ૨૨

રામ વીના નવ બોલવું, અવર વાત શું વાદ,
સંભારો નામ શ્રી રામજી, રામ નામ ફરીયાદ. ૨૩
પાપ ક્ષય પામે તે થકી, જશ પુન્ય વધે નિદાન,
શ્રોતાજન આ જગતમાં, પ્રગટ નામ નિશાન. ૨૪
રામ નામ છે નિર્ગુણ, મોહ માયાથી દૂર,
ભક્તિ પંથમાં પરવરો, શ્રોતા ચલાવી શૂર. ૨૫
રામ વચન તે એક છે, રણ સંગ્રામ રણધીર,
ભક્ત હીતને કારણે, રામ ધરે છે શરીર. ૨૬
પૃથ્વી બોજ ઉતારવા, પાપજ કરવા નાશ,
દેહ રૂપ અનેક પ્રભુ, ધરે જન્મ અવીનાશ. ૨૭
જન્મ રહીત માયા રહીત, અનાદિ નામ અજીત,
ભજો સર્વ જન ભાવથી, પ્રભુ ચરણ ધરી પ્રીત. ૨૮
રામુજી રામ ભજીયે સદા, સંતોજન નરનાર,
ઇશ્વર આશા પૂરશે, વાંછીત ફળ દાતાર. ૨૯
વીનય કરતા રામજી, રામ થકી કર જોડ,
સર્વ જનો આતુર થઇ, બોલો શ્રી રણછોડ. ૩૦

## અથ શ્રી ભજન કથ્યંત. રાગ ચેલૈયાનો. ૧

કાયબો અને કાચબી એ તો, હતાં હરીનાં દાસ.
દરશ । શરણ બારણે આવ્યાં, રાખીને વીશવાસ.
આવતાં નજરે ભાળ્યાં રે, ઝાલીને બાંધી માર્યાં.
કળ કળમાં તું કાચબી કુંડી રે, રામૈયાની રીત છે રૂડી ટેક. ૧
કાચબો કહે છે કાચબીને, તું ધારણ રાખજે ધીર,
આપણને ઉગારશે વાલો, જુગતે જાદવ વીર,
ચિંતા મેલી ચરણે આવો રે, મરવા તને નહીં દે માવો. ૨
વારે વારે તને વારતી હું તો, કંથજી માન્યું ના કહેણ,
કાળ આવ્યો તારો કોણજ રાખે, તમે નીચાં શું ઢાળો નેણ,
પ્રભુ તારો નાવીયો પ્રાણીરે, માથે આવી મોત નિશાની. ૩
અબળાનો ઇતબાર ન આવે, કરે કોટીજ ઉપાય.
કહ્યું ન માને કોઇનું એ તો, ગાયું પોતાનું ગાય.
એવી વીશવાસની વાણીરે, પ્રથમ પેલી મત છે પ્રાણી. ૪

કાચબી કહે કયાં ગયો તારો. રાખનારો શ્રારામ,
પ્રાણ ગયા પછી પોચસે ત્યારે, શું કરસે તારો શ્યામ,
મુવા ટાણે મત મુંજાણીરે, તૂટયાને શું બાંધવું તાણી. ૫
ત્રીકમજી ત્રીલોકમાં મારે, તમારો છે વીશવાસ,
અટક પડે ત્યારે આવજો વેહેલા, મારા પ્રાણના આધાર,
છોગાળાજી વાત આ છેલ્લીરે, થાજો બળતાના બેલી. ૬
કાચબી કહે કોણ ઉગારે, તારો જતો રહ્યો જગદીશ.
ચાર દીવસથી સળગાવીયાં, આર્યાં વીચો વીચ,
આમાંથી જો ઉગરીયે રે, પાણી બહાર પગ ના ભરીયે. ૭
બળતી હોય તો બેસ મહી, પીઠ ઉપર રાખું પ્રાણ,
નિંદા કરે છે મારા નાથની, લાગે એ મુજને બાણ,
વાલો મારો આવશે વારૂ રે, આપણને ઉગારવા સારૂ. ૮
કાચબી કહે કીરતાર ન આવ્યો, આપણો આવ્યો, અંત,
હરી નથી કોના હાથમાં તમે, તેહ શું બાંધ્યો તંત,
જેનો વીશ્વાસ છે તારે રે, તેનો ઇતબાર નહી મારે. ૯
વીઠલ પ્રભુજી વારે ચડજો, શામળા કરજો સાર,
લાજ લોપાશે લોકમાં પછી, બીજી કોની વાર,
હરી મારા હાંસી થાશે રે, પ્રભુ તારી પ્રતિત જાસે. ૧૦
ત્યારે કેશવજીએ કરૂણા કીધી, મોકલ્યો મેઘ મલાર.
આ ધરણમાંથી ઉગાર્યાં આલ્યા કાચબાને કીરતાર.
ભકત કહે ભરોસો જેને રે ત્રીકમજી તારસે તેને, ૧૧

**અથ શ્રી ભજન ( ૨ ) રાગ શગાળશા શેઠનો.**

સાંભળો ભાઇ સુખની કહાણી, ભકિત કરો ધરી ધ્યાન
સર્વ પ્રાણીનું હિતજ ચાહીને, ભાવે ભજો ભગવાન.
જેથી પ્રભુ રીઝશે પ્યારો રે, આપણને ઉગારવા વાળો. ટેક.
જગતની માયા સર્વ સ્થળ વ્યાપી, તેહ સાચી નહી ધાર.
સાચી માયા પ્રભુ નામજ તણી, ઘડીયે તેને સંભાર,
ઇશ દાતા આવીજ મળશે રે, પાપ તારાં સર્વ ટળશે. ૨
ધન દોલત પુત્ર વળી દારા. આદિ માયા છે અપાર,
કાળ આવે ત્યારે કોઇના સાહાશે, જીવ જશે નીરધાર,
જાણો જગ ઠગની બાજી રે, થાવું તેમાં કેમ રાજી. ૩

સ્વારથી સગાં સંસાર સઘળાં વીણુ સ્વારથી નહી કોય,
ઇશ્વર પ્રભુ પરમ દયાલુ. ભજવાથી મુક્તિ હોય.
રૂદેમાં વાતજ આણી રે, પ્રભુ ભજો પ્રેમ આણી. ૪
ઇશ ત્રીલોકનો એહ છે દાતા, જન્માદિ રહિત દયાળ,
તેહ પ્રભુ પ્રાણીને પાર ઉતારે, નીશદીન લઇ સંભાળ,
ભક્તિ તેની લેજો ધારી રે, ગુણ ગાઇએ દેવ મોરારી. ૫
સૃષ્ટીનું પાલણ પોષણ આદિ, કર્તા અખંડ અવીનાશ,
ઉલટ આણી તેહ સમરીયે, મટે જનમ ભય ત્રાસ,
હરી હોંસ ધરવી હૈયે રે, સંસારનો લાવ લઇએ. ૬

## ભજન (૩) ધનધનરે રામ દેજી જનમીયાજી એ રાગ.

ધન ધન રે રઘુપતિ નાથજી જી, વળી ધન સીતાજી માય.
ભક્ત કારણ અવતાર લીધાજી, અનંત તુજ મહીમાય,
રૂપ ગુણ નામ સોહામણાં, હાં. હાં. હાં. સંતજનોને ઘરે રે વધામણાજી, ટેક,
પ્રભુ પ્રગટ થયા દશરથ ઘેર રે જી, રીઝયાં કૌશલ્યા માત.
બાળ લીલા સર્વ આચરીજી, દરશન દીધાં જગતાત. રૂપ-સંત ૨
ત્રાસ મટાડયો સુર મુની દેવનોજી, સકલ ગુણ નીદાન,
સુબાહુ મારીચમદ તોડીયાજી, હણી તાડીકા એક બાણ. રૂપ-સંત ૩
જનમ લઇ જનુની દુઃખ કાપીયુંજી, કાપ્યાં કષ્ટ સંસાર.
સંત. મુની જન સંતોસીયાજી, કર્યો દાનવ સંહાર. રૂપ-સંત ૪
અહલ્યા ઉદ્ધારી રૂપી શ્રાપથીજી, ટાળ્યો તેહ પરીતાપ,
અનેક જનોને ઉદ્ધારીયાજી, ચતુરભુજ રૂપ આપ. રૂપ-સંત ૫
વળી જનક સભા માંહી સંચર્યાજી, રૂષી વિશ્વામીત્રની સાથ.
ગર્વ ઉતાર્યાં સૌ નરેશનાજી, ધન મારા ત્રીલોકીનાથ. રૂપ-સંત ૬
રાવણ બાણાસુર હારી ગયાજી, એવું શંકર ચાપ,
ચરણ સ્પર્શ થકી ભાગીયુંજી, તુજ કીરતી અમાપ. રૂપ-સંત ૭
વળી ફરસીધર ક્રોધ સમાવીયોજી, જેનુ જાહેર નામ,
ધનુષ તજી ગયા તરતજી, તપ કરવા કાનન. રૂપ-સંત ૮
પ્રભુજી દેવ બંધન છોડાવીયાજી, માર્યો લંકાપતિ રાય.
પીતા વચન પ્રીતે પાળીયુંજી ધર્મ કરી રક્ષાય. રૂપ-સંત ૯
દ્વીજ ગૌ, ગરીબ દુઃખ મટાડીયાજી, પાવન કર્યો સૌ દેશ,
ધન મારા હરી પ્રભુ તુજનેજી ધન ધન અવધેશ. રૂપ-સંત ૧૦

**ભજન (૪) નાથ કૈસે ગજકો બંધ છુડાયો.—એ રાગ.**

ભજન પ્રભુ ભાવ થકીજ પ્રમાણો.
સુખ દુઃખ દીલે નવ આણો ભજન—ટેક.
ભકત પ્રહ્લાદ ધ્રુવજી મીરાં, વળી તુક કબીરજી સાધુ.
સંસાર સરવે પ્રપંચ જાણી, ઇશ્વર નામ આરાધ્યું. ભજન ૧
ટેક રાખી તન મનથી ભજીયે, શ્રોતા વીવેકથી જાણો.
ભકત અનેકનાં દ્રષ્ટાંત દેખો, જ્ઞાન હ્રદયમાંહી આણો. ભજન ૨
ભજન કીર્તન શ્રવણજ કરીયે, જાણી રત્ન સમ ખાણો.
વીશ્વ કૃપાળુ વારિજ ચડસે, ભકતણો પાળનારો. ભજન ૩
જન્મ મરણની વ્યાધી મટાડે, અનંત ગુણનિધી શાણો.
ગુણ કથન નીત તેમનાં કરીયે, મટે આ જગતની હાણો. ભજન ૪
ભકિતની ટેકને કારણ પરહ્લાદ, ઉત્તમ ભકત કહેવાણો.
દુઃખ પીતાતણું લેશ ના લેખ્યું, દીલ થયાના અકળાણો. ભજન ૫
એવા એવા ભકત અનેક થયાં છે. પાર નાવે જન જાણો.
તેવા ભકતોનાં વચન યાદ લાવી. રામ નામ સદા પ્રમાણો. ભજન ૬
રામ સમરીયે દુઃખ પરહરીયે, મોહ માયા દીલ નાણો.
રામજી શબ્દ રામ આચરવો, ભકિત જ્ઞાન ચિત તાણો. ભજન ૭

**ચેતી લેને માની લેને પરદેશી ઘેલા પુરાણ, અંતર રે પાકુ તાર પ્રેમનું રે જી એ રાગ.**

શ્રોતાવાણી સંત તણી ચીત, ધરોને સુજાણ,
આ સમયરે કળીયુગ ઘણો ક્રુર છે રે જી. શ્રોતાવાણી ટેક ૧
માયા તણા ફંદ જોઇ, નહી રે થવું અજ્ઞાન,
ઇશ્વર રે અજ્ઞાન જનથી દુર છે રે જી. શ્રોતાવાણી ૨
સારા કૃત્ય કરવા સદા, સમરવા ભગવાન,
ભરોસો રાખી રે ઇશ્વર ભજીયે, ભાવથી રે જી. શ્રોતાવાણી ૩
દેહ તજી જાવું અંતે, જીવ તજી સંસાર,
લેખું લેશે રે, ધરમ તણા દરબારમાં રે જી. શ્રોતાવાણી ૪
વારે પ્રભુ ચડે નક્કી, ભકિત થકી પ્રમાણ,
ખરૂં કહું છું રે, ઇશ્વર દાતા કર્મનો રે જી. શ્રોતાવાણી ૫

ચૌદ ભુવનનો સ્વામી એ તો, અનેક ખેલ રચનાર,
ભકત જન સંભારે રે, ભાવધરી રામને નેહથી રે જી. શ્રોતાવાણી ૬
વિશ્વ પાલણ પ્રભુ મારો, ઘડી ઘડી સંભાર.
શાંન્તી કરસે રે, સુખ સદા આપસે રે જી. શ્રોતાવાણી ૭
અજ અમર અખંડ પ્રભુ, અદ્રશ્ય રહીત વીકાર,
ભજીયે તેને રે, માનવ મન પ્રમાણીયે રે જી. શ્રોતાવાણી ૮
રામ ભજન મુખથી વદો, સેવો શ્રી ગોપાળ.
આશા પુરે રે, રામજી જીવન નાથજીરે જી. શ્રોતાવાણી ૯

## રાગ ઓખા હરણનો.

ભાઇ ભજો શ્રી ભગવાનને, કરો ભક્તિ ભાવેથી ભ્રાત.
જનમ વૃથા પ્રભુ ભજનવીના. જુઓ વીચારી જન વાતરેજી. ૧
ઇશ અખંડ અદ્રસ્ય જગમાં, જાણો સુરાસુર ભૂપ.
ભકત માટે ભૂમી અવતરે, ધરે વિવીધ રૂપ રેજી. ૨
નાભી કમળથી બ્રહ્મા ઉપજ્યા, એવા ઇશ શ્રી અવીનાશ.
તેને ભજીયે ભાવે પ્રાણી, થાયે દુઃખ સઘળાં નાશ રેજી. ૩
સ્વઇચ્છાએ લીલા રચે છે, કરે ઇચ્છાથી વીશ્વનો કાળ.
એવા ત્રલોક સ્વામી ઇશ ભજો, શ્રોતા બાળ ગોપાળ રેજી ૪
શ્રી હરી પ્રભુ સંભારતાં પ્રાણી, દુઃખ ન પામે દેહ.
કથા વાંચો શાસ્ત્ર પુરાણો, વાધશે અંગ સ્નેહ રેજી. ૫
પંચ ભૂત આ દેહ છે, નહીં ભરોસો ઘડીવાર.
રામ નામનું સેવન કરીયે, પાળો ધર્મ તણા આચાર રેજી. ૬
ભાઇ જગત ગુરૂ સેવો સદા, લઇ આજ્ઞા ગુરૂ આશીશ.
જેથી તાપ ટળે તન મધેથી, કૃપા કરે જુગદીશ રેજી. ૭
નામ જપવું તેહનું જન, તજી મોહ અભીમાન.
કહે રામજી જીવન પ્રભુ, સદા થાય કલ્યાણ રેજી. ૮
પતંગી માયા સૃષ્ટી સરવે, અખંડ જગ કરતાર.
ભજન થકી ભવજલ તારે, ભજો સહુ નરનારે રેજી. ૯
ઇશ્વર ગુણ અનંત છે. નહી કદી પુરણ થાય.
ધ્યાન ટેક દીલમાં ધરીયે. રામજી ગુણ પ્રભુ ગાય રે. ૧૦

## રાગ દોહરા.

પુરસોતમ માયા પરમ, રૂપ ગુણુ અનંત,
લીલા વીશ્વમાં જેહ છે, કરતા શ્રી ભગવંત. ૧
પંચ ભૂતથી પૃથ્વી બની, જીવને મૂકયાં પ્રભુ માંહ્યાં,
અકળ ગતિના ઇશ છે, તેવીણુ સ્થળ નવ કાંય ૨
માત પીતા ભગની વળી, પત્નની ને પરીવાર,
સર્વ સગાં માયા તણાં, અન્ય નહીં સંસાર. ૩
કર્મ જેવાં કરીયે અહીં, ફળ આપે કીરતાર,
રાય રંક ન્યાય એક છે, સુખ દુઃખ કર્મ આધાર, ૪
સુકૃત કૃત્ય જે જન કરે, સ્વર્ગ સંચરે નિર્વાણુ,
સુખ સંપત આદી મળે, કર્મથી સદા પ્રમાણુ. ૫
કુડાં કર્મ જેહ આચરે, પડે નરકની ખાણુ,
અનેક કલ્પ કુટાઇને, સહે દુઃખ અજાણુ ૬
કર્મ દાતા ઇશ તેહ, નહી મોહ કે શોક
શ્રવણુ કરી ભજો સદા, રામ નામ ધન રોક. ૭
ધર્મ કર્મ કરી ટેકથી, ભજીયે દીન દયાળ,
સંત જાણો સૌ રીઝશે, રામજી જન પ્રતિપાળ. ૮

## જનુની જીવોરે ગોપીચંદજી એ રાગ.

ભકિત કરો સંતો શ્યામની, રાખી ઉગરવા આશજી.
ત્રાસ મટે તમ તન થકી, રહેશે ઇશ્વર પાસજી. ભકિત ટેક. ૧
અંતર પડદા ખોલી કરી, બેલો રામ નામ અપારજી,
દેહ તણી બાજી જૂઠી ધારીને ભજો વીશ્વ આધારજી, ભકિત ૨
ઇશ નથી કાંઇ વેગળો, જ્ઞાન બુધીથી પ્રમાણોજી,
ભેદ જાણો શ્રોતા વેદના, વિનય વિવેક પીછાનોજી. ભકિત ૩
જગત માયા જુઓ જુજવી, કરતા હરતા કીરતારજી,
ભરમ છાંડી ભજો તેહને, જીવ પામશો આધારજી. ભકિત ૪
અવિચળ પદ શ્રી રામનું, જે કોઇ ખંત થકી ગાયજી,
આચરણુ ઇશ્વરનાં ધરે, પાપી પાવન થાયજી. ભકિત ૫
સુખ પામે સ્વર્ગ ભુવન તણું નહીં શંકા લગારજી,
સંસાર સુખ સૌ ભોગવી, વિચરે વૈકુંઠ મોઝારજી. ભકિત ૬
રામ નામ હીરો મણી જાણે જન કો સંતજી,
ઇશ્વર આશા સરવે પૂરે, કહે રામજી ઉર ખંતજી. ભકિત ૭

## જનુની જીવો રે ગોપીચંદની એજ રાગ પદ ૨ જું.

ધન ધન ભકત ભગવંતના, જમ જાણી આશા ફોકજી.
ઇશ્વર નામ આરાધીયું, ગ્રહ્યું રામ નામ રોકજી. ધનધન ટેક. ૧
માત પીતા બેન બાંધવો, કુટંબ આદિ પરીવારજી,
સરવે તજી ઇશ ગુણ આચર્યા, ધન જનમ તેનો ધારજી. ધનધન ૨
મોહ તજી માયા રૂપ તણો ધરી ટેક જેણે ધીરજી.
એવાં ભકત જન કયાં સાંપડે, હોય સહાય રઘુવીરજી. ધનધન. ૩
ભકત અનેક ભૂ થઇ ગયા, જેનાં ચરિત્રો ગવાયજી,
વિષયકાર વિસૌ પરહર્યા, વાધ્યો અંગ મહીમાયજી. ધનધન. ૪
ભકત થકી ભૂમી ભાર સહે, જેની ભકિત નહી પારજી.
તેહ જનો ગ્રંથમાં ગવાઇ ગયા, વાંચો જન શાસ્ત્ર સારજી. ધનધન. ૫
સતવાદી નર સહુ સંચરો, ભકિત પંથ ધરી જ્ઞાનજી.
વ્યાધી જાયે આ દેશની, જગત તમ વધે માનજી. ધનધન. ૬
સત મારગ પંથ પેખીયે, હર્ષ ધરો હરી ગીતજી.
રામજી પ્રભુ ઉર રીઝશે, જાણો નાથ મારો અજીતજી. ધનધન. ૭

### એજ રાગ પદ ૩.

ભકિત સદા ઉર ભાખીયે, કામ કરીયે સંસારજી ટેક.
જ્ઞાન દયા સમતા શાંતથી, ધરી તજીયે વિકારજી, ભકિત ૧
સંત આજ્ઞા થકી ચાલીયે, અંતર ધરી ઇશ ધ્યાનજી,
દુઃખ સુખ દીલન. પ્રમાણીયે, જાણી સંધુ સમાનજી. ભકિત ૨
શત્રુ મીત્ર જગ ના ગણો, સર્વ બંધુ મન જાણુજી,
રોપ ક્રોધ નહી મન વીષે, સત્ય વચન પ્રમાણુજી. ભકિત ૩
જતન કરી જીવ સેવીયે, પીતા ગુરૂ બંધુ માતજી,
કર્મ સારાં નીત આચરી, સમરી યે જગ તાતજી. ભકિત ૪
સૃષ્ટી પીડા સહુ વામશો, પામશો અવીચળ ધામજી.
જશ કીરતી ગવાયે જગતમાં પૂરી પાડે પ્રભુ હામજી. ભકિત ૫
દેહનો ભરોસો ન ઘડી તણો, ખરેખાત વીચારજી,
પલકમાં તેહ પડી જશે, નહી કોઇ રહેનારજી. ભકિત ૬
અજ અમર અચર પ્રભુ અખંડ છે, સચરાચર જગ સ્વામીજી,
રામજી ભજીયે નિત નેહથી, ચરણુ વંદી શીશ નામીજી. ભકિત ૭

**સકળ મુની કે શ્યામ પોઢો પ્રભુ સકળ (એ રાગ.)**

જુઠી માયા જગ પ્રીત, જાણો સબ જુઠી માયા જગ પ્રીત. ટેક.
જુઠી આ માયા, જુઠી કાયા, જુઠી વાત વિપરીત. જાણો સબ. ૧
ગમતં રમત છાંડો ને ભાઇ, રામ ભજો ને ખચીત. જાણો સબ. ૨
આળસ અજ્ઞાન અંતર છાંડો, કરો કર્મ કદીના અનિત. જાણો સબ. ૩
દુરીજન દેખી દુરજ રહેવું, તેની વાત ના લઇએ ચિત. જાણો સબ. ૪
ઇશ્વર ભજીયે આનંદ થકી, ધર્મ ધ્યાનથી અજીત. જાણો સબ. ૫
કાળ કર્મનો મર્મ ભુલાવે, ભકતનું કરતા હીત. જાણો સબ. ૬
રામ નામ ધન સંગ્રહ કરીયે, વાવરીયે જન નીત. જાણો સબ. ૭
જપરાસે તે ગ્રધીજ પામે, શ્રધા પામે નર ચિત. જાણો સબ. ૮
કૃપા કરે પ્રભુ પરમ દયાળુ, રામનામ અખંડ અમીત. જાણો સબ. ૯
રામજી ગુણ રમા પતિના, કથીન શકાય અગણીત. જાણો સબ. ૧૦

**સકળ મુની કે શ્યામ પોઢો પ્રભુ સકળ ૨૦.**

છોગાળા નટવર કાન કૃષ્ણ પ્રભુ, છોગાળા નટવર કાન. ટેક.
નંદના કુંવર બહુ લાડીલા, જગ વધાર્યું જેણે માન કૃસ્ન. ૧
ગોપીની સાથે રાસજ રમીયા, ઉતાર્યું સૌનું અભીમાન કૃસ્ન. ૨.
માતા જસોદા જમવાને તેડે, રીસાઇ નાસે કાન કૃસ્ન. ૩.
ધેનુ ચારી વન કૃસ્ન પ્રભુજી, મોરલી બજાવી મહાન કૃસ્ન. ૪.
પાતાળ જઇ કાળી નાગને નાથ્યો, જે આભાડ તણું નિશાન કૃસ્ન. ૫.
એવી લીલા વાલો અનેક બતાવે, પણ એના એહ ભગવાન કૃસ્ન. ૬.
ધનુપ ધારી તે ગીરધારી, જુગ જુગ નામ પ્રમાણ કૃસ્ન. ૭.
મહીમા કહેતાં પાર ના આવે. જગ પામર પ્રાણી અજાણ કૃસ્ન. ૮.
ભક્તિ કરો ભાઇ પુર્ણ ભરોસે, આવી મળશે નીરવાણ કૃસ્ણ. ૯.
હરીજન સરવે હેતજ કરજો. રામજી રામ ગુણ ગાન કૃસ્ન. ૧૦.

**શાદુલ વિક્રીડીત છંદ.**

મહીમા ગુણ અપાર છે અકળ પ્રભુ, શ્રોતા જાણો ચીત્તથી.
ભજન ભાવ શ્રવણ કરો, દુઃખ હરો કરી આનંદ ઉર પ્રીતથી.
વિશ્વંભર ભગવાન તે જાણશે, વાકય સંત ભકિતતણાં.
પુર્વ પાપ પ્રજાળશે, ઉર ધારશે, માન સન્માન વાધે ઘણાં.

## અથ શ્રીરામ સ્તુતિ છંદ હરીગીત.

હે રામ જન સુખધામ સુંદરશ્યામ દશરથ નંદન
પ્રભુ હરણ ધરણીભાર જગ વિસ્તાર સુરમુની વંદન,
તું અંતરજામી અનંતનામી, સંત મુનીજન રંજન.
કૃપાળુનાથ અવધપતિ પ્રભુ, સુરારી વૃંદ દુઃખ ભજનં. ૧
બ્રહ્માંડ પાલક દંદ ટાળક, સદાનંદ સ્વરૂપ છો.
પ્રભુ અખંડ ઇશ અજ સચ્ચિદાનંદ, સુરપતિ ભૂપ છો.
દીસે લીલા તારી મહીમા ભારી, માયા અપરંપાર છે.
વીસ્તાર ન પામે જગકો જન, ઘનશ્યામ તુંજ આધાર છે. ૨
પ્રભુ ધનુષધારી રામ બિહારી, શોક હારણ શ્રીપતિ.
પરીબ્રહ્મ પુરશોતમ દયાળુ, શ્યામ રામ રમાપતિ.
તુજ નામ અપરંપાર ગુણભંડાર, પ્રભુ રઘુકૂળ મણી.
મુજ• રંક વિનતી ધ્યાને ધરશો, પ્રભુનામ ચિંતામણી. ૩
વ્યાધ કર્મ જે વાલ્મીક હતા, તવ કૃપા જશ ગવાય છે.
જેણે રામાયણ શત કોટી રચી, સર્વ સ્થળ પંકાય છે.
તે કૃપા તારી અવધપતિ, રામ રમણ સીતાપતી.
કરૂણા કરો પ્રભુ કષ્ટ ભંજન, તુજ શરણે કરૂં હું વીનતી. ૪
અજામેલ રાયે નામ પોકાર્યું, પુત્રનું પ્રેમે કરી.
પ્રભુ ધાઇ આવ્યા પાપ નાશક, દીન દયાળુ શ્રીહરી.
ગજરાજ ઉગાર્યો કમળ પુષ્પે, નામ હરી મુખ ઓચર્યો.
એવા દયાવંત નાથ મારા, મુજ ભરોસો તારો કર્યો. ૫
પ્રભુ ધર્મ ધારણ જગત તારણ, ભકતના સ્વામી સદા.
સંત જનની સહાય કરજો, દુઃખ હરજો સર્વદા.
સૌ ભક્તિ આપો કષ્ટ કાપો, પીડા મટાડો પ્રભુ માહરા.
જેથી વીશ્વજન સહુ દુઃખ વામે, ગાય ચરીત નિત તાહરાં. ૬
સમ દર્શી સ્વામી અંતર જામી, અસુરી માયા સંહારજો.
હે કૃપાસાગર યશ ઉજાગર, વીનતી મારી સ્વીકારજો.
હું અલ્પ બુદ્ધિ બાળક જાણી, ભકિત તુંજ મુજ આપજો.
પ્રભુ શરણ શરણ શરણ તારે, જગત પ્રભુ દુઃખ કાપજો. ૭
આ અષ્ટ છંદ શ્રી રામના સુખ, ગાયા મેં પ્રીતે કરી.
શ્રોતા વાકય વદજો મધુર મુખથી, બોલો એકવાર શ્રીહરી.
આ છંદ જે કોઇ સાંભળે, તન મનથી ટેક ધરી.
વળી ગાય શીખે નવનીતે, કહે નામજી રામ કૃપા ખરી. ૮

## છપ્પય છંદ, રામ સ્તુતી.

સીતાપતિ શ્રી રામ, ઇશ અખંડ અવિનાશી.
ભકતજન પૂરણ કામ, સંત તણા સુખ રાશી.
વિનય કરૂં કરજોડ, સહાય રહેજો પ્રભુ મારા.
લેશના દેશો ખોડ, ગ્રંથ વીશે ગુણ તારા.
તુજ આધાર પ્રગટ કરૂં, ભૂલ ચુક કાંઇ જાણું નહીં.
માત્ર નામ એક તાહરૂં, યાદ થકી ગાઉં સહી. ૧
જગત તણા જુગ દીશ, ગ્રંથમાં નામજ તારૂં.
દેજો સદા આશીશ, નિશદીન તુજ સંભારૂં.
કૃપા તારી નીરવાણ, ભકતની ઉપર ભાસે.
હું છું પ્રાણી અજાણ. સદા રહું દીલ હુલાસે.
કાવ્ય રચના જાણું નહીં ના જાણું માત્રા મેળનો.
જાણું જગ નામ તાહરૂં, સમય સારો આ વેળનો. ૨

## સ્તુતી (૩) લાવ સખી એને મન લલચાણું એ રાગ.

શ્રી વિશ્વંભર નાથ કૃપાળુ, કૃપા કરી મુજ અરજ સ્વીકારો. ટેક
પ્રભુ ત્રીભુવન તારક, દુઃખ તણો ટાળક.
સૃષ્ટી સકળતણાં, કષ્ટ સંહારો. શ્રી વિશ્વંભર ૧
પ્રભુ કરૂણાધીશ, ભજું હરનીશ.
જ્ઞાન બુધ્ધિ જગ, આપો ઉગારો. શ્રી વિશ્વંભર ૨
વિશ્વ વીલાસી, પ્રાણ પ્રભુ માહરા.
સૌ સેવક જનોને, ભરોસ તમારા. શ્રી વીશ્વભંર ૩
વૈદેહીનાથ, જોડી કહું હાથ.
ભકિત જગતમાં, તારી વધારો. શ્રી વીશ્વભંર ૪
લેજો ઉરધારી, પ્રભુ વીનતી મારી.
ગાય સેવક પ્રભુ, રામજી તમારો. શ્રી વીશ્વંભર ૫
શ્રોતાજનો સુણજો, રામ ભજન પ્રીત.
સંત સમાગમ, ચિત લગાડો. શ્રી વીશ્વભંર ૬

## સવૈયાં છંદ.

રામ ભજો જન કામ તજો, અજ્ઞાનને આળસ નવ ધરો.
સત સંગ કરો, મદમોહ હરો, મુખ રામકો નામ સદા ઓચરો.
મન ટેક ધરી કરો ભકિત ખરી, ભવ જાશો તરી પ્રભુ નામ થકી.
વધે જગ માન વળી સનમાન, સહાય પ્રભુ થશે વિશ્વપતી.

## થાળ.

અવિનાશી પ્રભુ રે, જમવા પધારો રૂડી રીતે, ધરો વાણી મારી ચિતે રે જીવન મારા.
અ૦ પ્રભુ રે, રસોઇ બનાવું બહુ સારી, જમો નાથ સુખકારી રે. જી૦ ૨
અ૦ પ્રભુ રે, આસન બીરાજો મારા સ્વામી, જળ લાવું અંતર જામી રે. જી૦ ૩
અ૦ પ્રભુ રે, પકવાન પીરસી જમાડું, મેવા અનેક વીધીના ચખાડું રે. જી૦ ૪
અ૦ પ્રભુ રે, ઘેબર બરફી ઘણી સારી, ભાવે જમજો મોરારી રે. જી૦ ૫
અ૦ પ્રભુ રે, પેંડા પતાસાં મેસુબ, ખાંતે જમો પ્રભુ ખુબ રે. જી૦ ૬
અ૦ પ્રભુ રે, શીરો સાકરનો લેજો, કસર હોય તો મને કહેજો રે. જી૦ ૭
અ૦ પ્રભુ રે, ખીર ખાંડ ને કંસાર, કરૂં ઘીની માંહી ધાર રે. જી૦ ૮
અ૦ પ્રભુ રે, લાડુ બનાવ્યા છે પ્રીત, જમો ભાવે નાથ અજીત રે. જી૦ ૯
અ૦ પ્રભુ રે, ગાંઠીયા કળી બહુ રૂડી, રસોઇ જાણશો ના અધુરી રે. જી૦ ૧૦
અ૦ પ્રભુ રે, ભજીયાં આરોગોને ઇશ, આશીસ આપો જુગદીશ રે. જી૦ ૧૧
અ૦ પ્રભુ રે, મીઠાઇ સ્વાદ અપાર, કહેતાં નાવે કદી પાર રે, જી૦ ૧૨
અ૦ પ્રભુ રે, રસ રોટલી સ્વાદ જમો, શરમ રાખશો ના તમો રે. જી૦ ૧૩
અ૦ પ્રભુ રે, શાક તરકારી છે તાજી, પ્રભુ જમો થઇ રાજી રે. જી૦ ૧૪
અ૦ પ્રભુ રે, ચોળા વાલોળ ને ગુવાર, ગલકા તુરીયા શાક અપાર રે. જી૦ ૧૫
અ૦ પ્રભુ રે, કેળાં કારેલાં ટીડોરાં, વૈંતાક શાક બહોળાં રે. જી૦ ૧૬
અ૦ પ્રભુ રે, લીલવા વઘાર્યા થયા સારા, ભાવે જમો પ્રભુ મારા રે. જી૦ ૧૭
અ૦ પ્રભુ રે, ભાજી અનેક સ્વાદ રીતી, ભીડાં ફળી જમો પ્રીતી રે. જી૦ ૧૮
અ૦ પ્રભુ રે, મેથી તાંદળજો ને ટાંકો, એકે વાળ ન થાયે વાંકો રે. જી૦ ૧૯
અ૦ પ્રભુ રે, મોગરી સુવાને મુળા, નહીં સ્વાદમાં જાણો અધુરા રે. જી૦ ૨૦
અ૦ પ્રભુ રે, કઢીને વડી વઘારી, જમો નાથ લાગે પ્યારી રે. જી૦ ૨૧
અ૦ પ્રભુ રે, રાઇતાં વીધીયે બનાવ્યાં, પ્રભુ પીરસું મન ભાવ્યાં રે જી૦ ૨૨
અ૦ પ્રભુ રે, અથાણાં ઉતમ છે ઘણાં, નામ આપુ તેહ તણાં રે. જી૦ ૨૩
અ૦ પ્રભુ રે, લીંબુ મરચાં ને આદુ, તમે જમો સુંદર સ્વાદુ રે. જી૦ ૨૪
અ૦ પ્રભુ રે, રાઇતી કેરી અને ગોળ, ભાવે જમોને શ્રીરણછોડ રે. જી૦ ૨૫
અ૦ પ્રભુ રે, ખારેક દ્રાખને કેર, વળી કેરડાં તથા ગરમેર રે. જી૦ ૨૬
અ૦ પ્રભુ રે, બીલી સ્વાદ છે સારો, કસર જરા નવ ધારો રે. જી૦ ૨૭
અ૦ પ્રભુ રે, સુગંધી પીરસુ ભાત, આંબા મોર જેની જાત રે. જી૦ ૨૮
અ૦ પ્રભુ રે, પીરસું તુવેરની દાળ. નાથ જમો પ્રતીપાળ રે. જી૦ ૨૯
અ૦ પ્રભુ રે, મગને અડદની દાળ, સ્વામી જમો આણી વ્હાલ રે. જી૦ ૩૦

અ૦ પ્રભુ રે, ધીરે ધીરે જમો પ્રાન, પ્રભુ ગાઉ તારાં ગીત રે. જી૦ ૩૧
અ૦ પ્રભુ રે, સામગ્રી સૌ માની લેજો, કસર હોય તો ફરી કહેજો રે. જી૦ ૩૨
અ૦ પ્રભુ રે, જમી રહ્યા હોય નાથ, હુંતો ધોવરાવું હાથ રે. જી૦ ૩૩
અ૦ પ્રભુ રે, પાન બીડી મેલો મુખ, ચરણ વંદી પામું સુખ રે. જી૦ ૩૪
અ૦ પ્રભુ રે, સોપારી મંગાવું સારી, હામ પુરો પ્રભુ મારી રે. જી૦ ૩૫
અ૦ પ્રભુ રે, આરતી ઉતારૂં તારી, અંતર જમો જાઉં વારી રે. જી૦ ૩૬
અ૦ પ્રભુ રે, ફુલની સેજ બીછાવું, ભજન ભાવે તારા ગાઉં રે. જી૦ ૩૭
અ૦ પ્રભુ રે, પ્રસાદી તમારી આપો, ભકત જન કષ્ટ કાપો રે. જી૦ ૩૮
અ૦ પ્રભુ રે, સંત પ્રતાપે થાળ ગાયો, ભકિત જ્ઞાન જળ નહાયો રે. જી૦ ૩૯
અ૦ પ્રભુ રે, કરજોડી કહે છે હરીજન, પ્રભુ પુરો સૌની આશ રે. જી૦ ૪૦

### દોહરો.

વિશ્વાસ વીણ ભકિત નહીં, ભકિત વીના નહી જ્ઞાન,
જ્ઞાન વીના સહુ વ્યર્થ છે, જનમ વૃથા જન માન. ૧

### શ્લોક.

રામ નામ સોહામણું સર્વદા, ભજીયે તેને ભાવથી,
સંસાર દુઃખ સહુ વામીયે, ભકિત રૂપણ નાવથી,
વિશ્રામ જગ શ્રી રામનામ, મહીમા અપરંપાર છે,
રામજી નામ અખંડ રૂપ અનૂપ છે, વિશ્વનો દાતાર છે. ૧

**શ્રી રામચંદ્ર દેવકી જય.**
**શ્રી રામ ભકતની જય.**
**શ્રી સીતા માતની જય. સર્વદા**



# આ ગ્રંથને આશ્રય આપી ખરીદ કરનાર તથા ગ્રંથની લાગણી ધરાવનાર સુધડ અને પરમારથી પુરૂષોનાં નામ કે જેઓ ઇશ્વરભક્તિના ગ્રંથ વીશે કર્તાનો ઉપકાર માને છે.

પંડીત શ્રીમહારાજ રામરતનદાસજી વ૦
વ્યાસ રતનજી ભગવાનજી ગરાળીના
ભટ જીવતરામ ઇશ્વરજી ઇસંડના.
પંડયા ઇશ્વર જેરામ દેલવાડાકર
વ્યાસ હરીરામ ભગવાનજી ગરાળીના.
ભટ નથુરામ દામોદર જામખંભાળ્યા.
ઓઝા શીવશંકર કરસનજી ભાવનગર.
ભટ ભાવાનીશંકર ત્રીભોવન.
જતી વિશ્વનાથ નથુ દેલવાડાના.
દુદાણી મોતીરામ હરીરામ હળવદના.
કંડોળીયા વીસરામ ઇશ્વર દેલવાડાકર.
શેઠ શ્રી પરમાણંદ જેરામ ગરાળના.
શેઠ શ્રી અમરશી આણદજી દેલવાડાના.
શેઠ શ્રી દામોદર ખીમજી ભાવનગર.
ઠકર ત્રીકમજી દામોદર ભાવનગરના.
દરજી કરસન ફકીરાભાઇ સુરતના.
દરજી અંબારામ વીઠલદાસ સુરતના.
ઠકર દેવરામ કાનજી પોરબંદરના.
શા૦ જીવરાજ જેરામ ગરાળીન.
શેઠ જેઠાલાલ આણંદજી દેલવાડાના.
ઠકર કલ્યાણજી મૂળજી વેરાવળીના.
શા૦ ચુનીલાલ પરસોતમ તળાજા.
શા૦ કેશુરદાસ નરોતમદાસ દેલવાડા.
શા૦ હરખચંદ તારાચંદ તાલુકાઉના.
શા૦ હરીદાસ પ્રેમજી માંગરોળના.
ઠકર ત્રીકમજી ટોપણ દ્વારકાં બેટ.
ઠકર પરસોતમ રઘનાથ પોરબંદરના.
શા૦ લખમીદાસ ગાંડાભાઇ ભાવનગર.
ઠકર ભાણજી જેરામ દ્વારકાં બેટ.
ઠકર મેઘજી જેસંગ જામસલાયા.
ઠકર લવજી પરમાણંદ કેશોદના.
શા૦ દુલભજી માધવજી ઉનાગામતડ.
સુતાર રામજી ગોવીંદ દ્વારકા બેટ.
ભાવસાર વીઠલદાસ કલ્યાણજી.
નારણ અંબારામ
શા૦ વનમાલી ગોકળદાસ દેલવાડા.
શા૦ વીઠલદાસ લવજી. જાફરાબાદ.
શા૦ લાલદાસ મથુરાંદાસ વોરા. ,,
શા૦ જેઠાલાલ રામચંદ ઉનાગામતડ.
શા૦ હરજીવન કનકદાસ ઉનાગામતડ.
ઠકર પોપટ રવજી દ્વારકાંબેટના.
હીરા અજલા હોદાર માંગરોળ
ઠકર કાળીદાસ ખીમજી દ્વારકાંબેટના.
શેઠ શ્રી લાલાજી આનંદરાય નવલગઢ
શા૦ વનમાળી દયાલજી નાગેશરીના.
શા૦ કલ્યાણજી વાઘજી નાગેશરીના.
ઠકર નંદલાલ દામોદર.
ઠકર સુખલાલ જીવરાજ ધાળેરાના.
ઠકર વીઠલદાસ નાનજી.
ઠકર રામજી ગોવરધનદાસ પોરબંદર.
શા૦ નાનાલાલ વીરજી.
ઠકર મોહનલાલ ત્રીભોવન.
શા૦ કેસવજી જીવન.
શા૦ અમૃતલાલ કુબેરજી.
શા૦ ભીખા કાળીદાસ સામતેરના.
મો૦ મોતીરામ ધેલાભાઇ સુરતના.
શા૦ નરોતમદાસ રામજી સીંબરના.
પટેલ પરસોતમ ગીરધર ધારાજીના.
પટેલ ચુનીલાલ મોતીચંદ ધારાજી
વેલજી લીલાધર ગી બ્રાહ્મણ માધવપુર
શા૦ સામજી વલભજી જરોદાના.
શા૦ શીવલાલ પીતાંબર ચિતળના.
શા૦ જીવરાજ રામજી સીંબરના.
શા૦ ગીગાભાઇ ભીમજી સીંબરના.
પટેલ કીકા ગોવીંદ વલસાડના.
પટેલ ગોપાળ ભાણા ભાદરંના.

# આ ગ્રંથને આશ્રય આપી ખરીદ કરનારાઓની ટીપ.

દુલભ દેવજી તાલુકા વલસાડ ગા. ભધેલી.
દામોદર લાલદાસ માસ્તર અમલસાડના.
દાજીભાઇ કુવરજી અમલસાડનાં.
જીવનભાઇ મોરારજી અમલસાડના.
દરજી વસન ઉકાભાઇ અમલસાડના.
ગોપાલ સુંદર ચીખલીના
ફીકાભાઇ ઉકાભાઇ માસ્તર વલસાડ.
પટેલ ભીખા દુલ્લભ વલસાડના.
પટેલ છીબા મકનભાઇ વલસાડ.
લુહાર લવજી પ્રેમજી. માથકના.
ઠકર હરીદાસ ભીમજી.
ભાવસાર ભીખાભાઇ નાગરદાસ.
સુતાર રામનાથ પરભુદાસ.
સુતાર વસરામ ખોડાભાઇ પીયાવા.
લુહાર હીરાભાઇ કરમશી સરભડા.
લુહાર મોતીરામ ડાહ્યાભાઇ સુરતના.
સુતાર ભગવાન રામજી દમણના.
ગો રા. ઝીણા દુલ્લભદાસ સુરતના.
સી० ખુસાલ જીવન વલસાડ.
દરજી જીવન ફકીરભાઇ સુરતના.
જીવન ભીખાભાઇ ઉટડીના.
ગોવીંદ છીબાભાઇ રજલપુરના.
લલુ છીબા વલસાડ ઉટડીના.
ગોવીંદ જેરામ વલસાડ ઉટડી.
લુ. છગનલાલ વલભદાસ સુરતના.
જીણાભાઇ નીછાભાઇ ઉટડીના.
વીઠલ નાનાભાઇ રજલપોરવાલા.
મોરાર જીણા વલસાડ ઉટડીવાળા.
પીટર ગોકલ ગોવીંદ વલસાડ.
કીકાભાઇ મોરારજી વલસાડ ઉટડીના.
મકનજી ફીકાભાઇ ડુંગરીના.

નીછાભાઇ રણછોડજી દેસાઇ ખરસાડ.
કુંવરજી મોરાર કછોલીના.
અંબાલાલ દાજી કોલવેના.
દુલભ કરસન કોલવેના.
સુતાર વલભ ગોવન બીલીમોરાના.
છબીલભાઇ હરીદાસ ઉટડીના.
વલભદાસ પરશોતમદાસ તરીઆરાના.
કીકાભાઇ મોરારજી વરેટીના.
રણછોડ રવજી તરીઆરાના.
પરષન માવજી ખેતરપાળ માંગરોળ.
પુંજા કાલા હોદાર માંગરોળના.
નારણ વીસરામ હોદાર માંગરોળના.
હીરા લખમણ ગોસીયા માંગરોળના.
દેવા રામજી ભદરેસા માંગરોળના.
ગોવીંદ ભીમા હોદાર માંગરોળના,
નારણ અરજનમોતી વારસ માંગરોલ.
ગોકળ સામજી ભાદરીયા માંગરોળ.
પરષન શીખી ભદરેસા માંગરોળ.
ખીમજી લખમ સીંધવ માંગરોળ.
લુ. સુતાર ગોવાધના મોરબીના.
લુવાર રામજી નથુ ભરૂચના.
ખા० કરસન રણછોડ ભાદરીયા માં०
જેઠા ગોવન ખેતરપાળ માંગરોળ.
વેલા કાના હોદાર માંગરોળના.
કાનજી ધનજી આગીયાવાળા વેરાવળના.
લાલજી હીરા માલમડી વેરાવળના.
બાવા માવજી વાંદરીયા વેરાવળના.
ઝીણાભાઇ ભાયા માંગરોળના.
ભયા ભગવતીદીન શીવદરશન ફતેપુર.
ધોબી ગોવીંદજી લખમણ.
પંડયા ચીમનલાલ લલ્લુભાઇ વસઇના.

# પુસ્તક મળવાનાં ઠેકાણાં.

મુંબઇ નવી હનમાન ગલી, મોહની સામેની ચાલીમાં ગ્રંથ પ્રસિદ્ધ કરતા **સુતાર રામજી જીવણને** ત્યાંથી મળશે.

મુંબઇ, બારકોટ વડગાદીપર **શા૦ પરમાણંદ જીવરાજ** કરીયાણાના વેપારીને ત્યાંથી મળશે.

મુંબઇ બારકોટ જુમામસીદ નીચે **ટોપીવાલા વસરામ ઇશ્વરની** દુકાનેથી મળશે. દુકાન નં૦ ૧૨૩.

**શા૦ ત્રીભોવન આણંદજી** ટી. એન્ડ. જનરલ મરચંટ જકરીયા મસીદ મુંબઇ ત્યાંથી મળશે.

જીલ્લા સુરત ગામ વલસાડ નાની છીપવાડ જગનનાથજીના મંદીરમાં **પંડીત શ્રી મહારાજ રામ રતનદાસજી** ત્યાંથી મળશે.

આ બુક સામટી લેનારને કીફાયત ભાવે આપવામાં આવશે. છુટક નકલ ૧ ના આના આઠ.

બહારગામ વાળાઓને પોસ્ટેજ સાથે અગાઉથી પૈસા ભરવા પછી મોકલી આપવામાં આવશે.